# ૧. દિલાસો.



## બીજું દર્શન.



( અ                ની લાંબે વખતે મળી છે, ને વાર્તા પુનઃ ચાલુ થાય છે. )

મ૦                ૦ મ૦ ! બાપડી પેલી રાણી લલિતાની તો શુક્કરની દશા ઉતરી ને દુક                ઠી. તમારા ૧૯૩ દિલાસા પત્રો વાંચ્યાં. તે વાંચીને મ્હારાં દુઃખો તો હું ભુલી૦ ૦ છુ, પરંતુ તે પરદુઃખભંજની રાણી લલિતા ઉપર પુછી પુછીને દુઃખો પડવા વિષે બ્હેન સુંદરબાએ જે વાર્તા કહી, તે દુઃખો સંબંધે તમે આટલાં બધાં દિલાસાપત્ર તો લખ્યાં, પરંતુ ગ્રહદશાને લીધે સુખ દુઃખ પ્રાપ્ત થાય તે વિષે કંઇ સમજાવ્યું નહીં. કોઇ કહે છે કે નસીબ કરે તે કોઇથી નહીં થાય.

ઇચ્છાબેનઃ– અરે બ્હેનો ! ગરેહ નબળા હોય તો બધાંએ દુઃખ વિતે. માથાં સરસા કાન જડયા છે તે કાંઇ મિથ્યા થનાર છે?

જડીબેનઃ– સરકાર દંડે તે સૌ કોઇ જાણે, પણ ગ્રહ દંડે તે કોઇ નહીં જાણે.

જનમપત્રિ સબ જકતકી, રચી રાખી ગોપાળ;<br>
તામેં તેં ફિરિ અંન્દ ફલ, લખત બિધાતા ભાલ.

બધાં જગત્નાં લોકોની જન્મોતરી ને ટપકા, જે દહાડેથી તેઓ જન્મ્યાં તે દહાડેથી પરવરદેગારે પોતાને હાથે કરી રાખ્યાં છે. તેમાંથીજ વિધાતા તો વર્ષફળ જુદું જુદું તારવી કાઢીને જેમ જેમ જન્મ થતા જાય, તેમ તેમ તેનો સાર લખી કાઢે છે, કાંઈ છઠ્ઠીના લેખ નવા લખાતા નથી.

પુતલીબાઈ:– કર્મ કરે તે કોઇ નહીં કરે. અરે! ગ્રહ બ્રહ સૌ ખોટું. ગરેહદશા એ સૌ દુઃખને મારે માણુસે ઉપજાવી કાઢેલી યોજના છે.

કરનીકે બસ સંગતી, સંગતકે બસ મન;<br>
મનહિકે બસ રસક સબ, રસિકકે બસ તન.

આગલા જન્મે ભલી કે ભુંડી જેવી કરણી તેં કરી હશે તેવો સંગ તને આ જન્મે મળવાનો, અને જેવી સંગતી મળે એવું ત્હારૂં મન થવાનું. અને જેવું ત્હારૂં મન થશે તેવું ત્હારૂં તન થશે; કેમકે સઘળી ત્હારી ઇંદ્રિયો ત્હારાં મનનેજ વશ હોવાથી, દર્દ કે રોગની પીડા અથવા ખાનપાનની મજા શરીરને થયાં કરવાની.

**નંદીબેનઃ**– નહીં બ્હેન, સારા નરતા ગ્ર
ગ્રહદશા નબળી બેસે તો ગમે એવો માનવી ક

સઉ કર્મહિન કૂટાય છે, ગરથ
શામળ કહે છે નિર્ભાગિનો, કશી વા
અભાગીે બહુ આદરે, થયો કહે
જો ઉદ્યમ નવ કરે, અકરમી એ
જો તે ઝાઝું ખાય, થયો કહેશે
જો તે ગાણું ગાય, થાય ચિન્તા
આપે કો સિધુ અકર્મિને પડિયો કાણો ।
શામળ કહે સઉ કો સમજજો, ખોટ અકર્મિને.

**ધનબાઇઃ**– ઇશ્વર ઇચ્છા બળવાન છે. ખુદાની ... થાય તે થાય. અભણ લોકોજ ગ્રહદશા, રાહુની દશા, મંગળની ને બુધની દશા માને, શિખેલાં સુધરેલાં તેવું કાંઇ માને નહીં.

જો કહિ ગ્રહકો સુખ દુઃખદ, મેં કહૂં વાહિ અગ્યાંન;
રાવન બાધે નોતફ્, બિન દુઝદાયક કાંન.

જેઓ પોતાના સુખ દુઃખનું કારણ પોતાના ગ્રહને લીધે ગણે છે, તેમને હું અજ્ઞાની માનું છું. શા માટે, કે જો ગ્રહદશાજ સુખ દુઃખ આપે એવી ગ્રહમાં સ્વતંત્ર શક્તિ હોય તો નવે નવ ગ્રહને રાવણ રાજાએ બાંધી મૂકયા હતા, પોતાના મહેલની સીડીઓ નીચે નવે નવ ગ્રહને ઉંધા નાખ્યા હતા, ત્યારે ગ્રહોથી કાંઇએ વળ્યું નહીં; પણ જ્યારે રામે દુઃખમાં પડેલા ગ્રહોને છોડાવવા સારૂ રાવણને માર્યો ત્યારેજ નવે ગ્રહોનો છૂટકારો થયો હતો. માટે સર્વ ને સર્વ વસ્તુ પ્રભૂની ઇચ્છાથીજ થાય છે, ગ્રહથી કંઇ થતું નથી.

**શો૦ મ૦:**– હે ધનબાઇ! તું માન કે ના માન, પણ દુઃખ દરદની પીડાકારી, રોગ રાઇનું વધવું, આફત વિપત્તમાં હાય હાય કરવી, મુશીબતો ને મુશકેલીઓનું આવી મળવું જેમ **ગ્રહદશા** ઉપર આધાર રાખે છે, તેમ સુખ સંપત્તિ, વૈભવ વિલાસ, આનંદ ઉત્સવ, શાદી રામશની, અને આબાદી કે તંદોરસ્તી સૌ સા **ગ્રહદશા** ઉપર અવલંબીને થાય છે. હા, તમે લોક તો શીખેલાં સુધારેલાં, તે **ગ્રહદશાને** હસી કાઢો છો, પણ તમને માળવા દેશના મહા વિદ્વાન અને ભાગ્યશાળી શકકર્તા રાજા વિક્રમને ગ્રહદશાએ કેવી રીતે ઘેર્યો હતો તે વિષે આપણા રા. ત્રિલોકેકર પોતાના "શનિ માહાત્મય" માંથી સમજાવશે, ત્યારે તમારી ખાત્રી થશે.

**રા. ત્રિલોકેકરઃ**–ઉજ્જન નગરી જેવી રાજધાનીમાં આજથી ૧૯૭૩ વર્ષ ઉપર રાજ્ય ચલાવી ગયેલો વિક્રમ રાજા પણ ત્હારી પેઠેમ ગ્રહને માનતો નો હતો, કેમકે તે સુખરૂપ રાજ્ય વૈભવ ભોગવતો હતો. તેની દરબારમાં મહાન ૯ પંડિતો બિરાજતા

હતા. પ્રખ્યાત રાજવૈદ ધન્વંત્રિ, ક્ષપણુક, અમરસિંહ, શંકુ, વૈતાલભટ્ટ, ઘટખર્પર, જગ પ્રસિદ્ધ નાટકકાર મહા કવિ કાળિદાસ, વરાહમિહિર, અને વરરૂચિ એવાં નવ રત્નો વિક્રમની દરબારનાં કહેવાતાં હતાં. એક દિવસે રાજાની સભાસ્થાનમાં સર્વે બિરાજ્યા હતા ત્યારે રાજા અને પંડિતો વચ્ચે પ્રશ્ન નિકળ્યો, કે વિદ્યા સરસ કે લક્ષ્મી? એ સવાલ ઉપર વાદવિવાદ ચાલ્યો હતો, તે પ્રસંગે નવ ગ્રહોની સહેજે વાત છેડવામાં આવી. રાજાએ તે નવ ગ્રહની કથા સાંભળવાની ઈચ્છા પંડિતોને જણાવી કહ્યું:—"આકાશને સૂર્ય શોભાવે છે, ઘરને બાળક, ને સંસારને સ્ત્રી શોભા આપે છે, તેમ મારી રાજ સભાને તમો મહાન પંડિતો શોભાવો છો. કૈલાસમાં શિવની પુંજા થાય છે, વૈકુંઠમાં વિષ્ણુ પુજાય છે, અને દરેક દેવતાઓની પુજા પોતં પોતાને સ્થાનકે થાય છે, પરંતુ વિદ્વાન તો બધેજ ઠેકાણે પુજાય છે. માટે સૌથી શ્રેષ્ટ વિદ્વાનજ છે. વિદ્યા એ માણસનું ભૂષણ છે. વિદ્યા વિનાના મનુષ્યની ગણત્રિ પશૂમાં થાય છે. વિદ્યા વગરનો માણસ ગમે એવો રૂપે રૂપાળો હોય, અથવા ઉંચ કુળમાં જન્મ્યો હોય તોએ લોકો તેને કેસુડીનાં ફુલ જેવો નકામો ગણી માન આપતા નથી."

રાજાજીનું આ ભાષણ સાંભળીને એક વિદુષક લઉવો બોલ્યો:—"વિદ્વાન કરતાં પૈસાવાળાને બહુ માન છે. જૂઓ, મારો મોટો દાદો બે શાસ્ત્ર ભણ્યો હતો, મારા દાદાએ ત્રણ શાસ્ત્ર ભણ્યાં હતાં, મારો બાપ મહા પંડિત હતો, ને હું તો છ શાસ્ત્ર ને અઢાર પુરાણમાં પ્રવીણ છું. હું તો મહા વિદ્વાનનો વિદ્વાન છું, પણ જોવા જાવ તો ઘરમાં દરરોજ ઉંદરો પણ અપવાસી મરે છે, ને મારે બાયડીના હાથનો રોજ રોજ માર ખાવો પડે છે. એટલુંજ નહીં પણ તેણીની નઠારી ગાળોથી રોજનો હું દુઃખી દુઃખી દુઃખી થાઉં છું. મહારાજ! આ દુનિયામાં પૈસા જેવી બધાંને ગમતી બીજી કોઈ ચીજ નથી. જેની પાસે પૈસો હોય તેજ શાણો, તેજ વિદ્વાન, તેજ ગુણવાન, તેજ રૂપાળો, પછી તે મૂર્ખ હોય કે અતિ કરૂપો હોય, ખુની હોય કે ચોર હોય તોપણ સૌ તેનેજ માન આપે છે. તેની બાયડી છોકરાં પણ તેના ઉપરથી ઓવરાઈ પોવરાઈ જાય છે."

વૈતાલ ભટ્ટ:—"એ બધું ઠીક છે, પણ પૈસો પેદા કરવાનું, ને તેને સાચવી રાખવાનું સાધન અક્કલ છે. અક્કલનું મૂળ વિદ્યા છે. વિદ્યા વિના અક્કલ, ને અક્કલ વગર પૈસો કયમ મળે? માટે પહેલે અક્કલ ને પછી પૈસો."

હસમૂખો:—"ના, ના, પહેલો પૈસો ને પછી અક્કલ. પૈસો હોય તો માણસને બધું સુઝે, નહિ તો ઘેલા જેવો બની જાય."

ક્ષપણુક:—"એમ નહિ. પહેલી અક્કલ જાય ને પછી પૈસો જાય, ને માણસ ઘેલો બને. અક્કલવાળો માણસ હમેશાં આનંદ તથા મોજમાં રહે છે."

ઘટખર્પર:—"વિદ્યા શ્રષ્ટ કહો કે પૈસો સરસ કહો, આપણા દયાળુ કૃપાળુ ને

આખાજી મહારાજા વિક્રમથી કોઈ ચઢીઆતું નથી. ગગન મંડળમાં સર્વ નક્ષેત્રો છતાં પણ નક્ષત્રનો રાજા જે ચંદ્રમા તે વિના જેમ ગ્રહમંડળ શોભતું નથી, તેમ રાજ સભા મહારાજા વિક્રમ વગર શોભતી નથી."

વિક્રમઃ–"આટલી બધી સ્તુતિને હું પાત્ર નથી. તમે જો મારાથી શોભતા હો, તો હું તમારાથી શોભું છું."

વરાહમિહિરઃ–"રાજન! ગમે તેમ કહો, પણ આ બધો મહિમા નવ ગ્રહના યોગથી છે. જે ગ્રહ કરે તે કોઈથી થાય નહીં. ગ્રહની એવડી મોટી શક્તિ છે. જેના નસીબમાં કોઈ બળવાન ગ્રહ હોય તેનું ભાગ્ય સદા આપના જેવુંજ બળવાન હોય છે."

વિદુષકઃ–"આ તો બધી ગપ્પ છે. મારા ભાગ્ય ભૂવનમાં તો બધા નવે નવ ગ્રહ બેઠા છે, એટલુંજ નહીં પણ મારો આગ્રહ તે દશમો ગ્રહ, ને મારી બાયડીનો દુરાગ્રહ તે ૧૧ મો ગ્રહ. એવા ૧૨ ગ્રહ બેઠા છે, તોપણ હું તો દરિદ્રિ, રોગી, દુઃખી ને બારે માસનો સંતાપેલો ને સંતાપેલો રહું છું."

વિક્રમઃ–"ગ્રહોની વાત હું સાચી માનતો નથી. ગ્રહથી શું થાય છે? કર્મ જ્યાં હોય ત્યાં આડું પડે. ગ્રહની વાતો તો મને આશ્ચર્ય લાગે છે. માણસનું કૃત્ય, મનુષ્યનું કર્મ જેવું હોય તેવું સર્વ થાય. આળસુ માણસ પૈસાદાર ને સુખી કેમ થાય વારૂં? એવા તો તે ગ્રહ કેવાક હશે, ને એવા તો તેમના કેવાક પ્રતાપ હશે! હે પુરોહિત! તે વિષે આપ કાંઈ જાણતા હો તે કહો. એની કથા મારે સાંભળવી છે."

પુરોહિતઃ–"મહારાજ! આપે એ ભાંજગડમાં નહીં પડવું. બીજી કાંઈ કથા સાંભળો તો સારૂં."

વિક્રમઃ–"તમારાં ભેદી ને માર્મિક બોલવાથી તો ઉલટી મારી અધિરાઈ વધે છે. બસ મારે તો ગ્રહોનીજ વાત સાંભળવી છે, કાંકે હું ગ્રહનું બળ માનતો નથી."

વરરૂચિ:–"મહારાજ! એ વિષે બહુ આગ્રહ મા કરો. એક ગ્રહની સ્તુતિ કરવામાં બીજા ગ્રહની નિંદા થાય. ને તેમ થાય તો તેમાંથી કાંઇએ માઠું પરિણામ નિપજ્યા વિના ના રહે. માટે હાથ જોડીને કહું છું, કે ગ્રહનો આગ્રહ કે દુરાગ્રહ નહીં કરો."

વિક્રમઃ–"ગમે તે કહો, પણ મારો વિચાર ફરવાનો નથી. ઝટ કથા ચલાવો."

ધનવંતરિઃ–"મારાં રામબાણ પણ ઔષડો ગમે એવાં અમુલ્ય છે, તોએ દરદીને ગ્રહના જોર વગર લાગુ પડતાં નથી. સૂર્ય ગ્રહ જેવો ઉત્તમ ગ્રહ નથી. તેને જે કોઈ માને તેને કદિ દુઃખ દર્દ થતું નથી. તેનાથી સર્વ સુખ છે. એનાથી બધા ગ્રહ ઉતરતા."

અમરસિંહઃ–"સારો ગ્રહ ચંદ્ર ગ્રહ છે. તેનાથી અમૃત વૃષ્ટિ થાય છે. ૩૩ કરોડ દેવતાઓને પણ એજ ગ્રહ તૃપ્ત કરે. હૈડાંમાં દયા લાવીને કોઇને પણ રોગ

રાઇ કરતો નથી. એને જે કોઇ માને તેની ખરાબ સ્થિતિ સુધરી જાય. એ જેવા બળવાન ગ્રહ બીજા નથી."

કાળિદાસ :– "ત્રીજો ગ્રહ મંગળ, ને ચોથો બુધ છે. મંગળના ગ્રહ આગળ કોઇ ગ્રહનું ચાલતું નથી. રૂઠેલો મંગળ બેડાવે જંગલ. રાજાનો રંક કરે ને રંકનો રાય કરે. પણ પોતાના ભકત ઉપર કૃપા રાખે. માતાની માફક જે જોઇએ તે આપી આપણને સંભાળે. હવે બુધનું બળ મ્હારો પુત્ર કહેશે."

પુત્રઃ–"સૌથી બુદ્ધિવાળો બુધ છે. સર્વથી સૌમ્ય, ને મંડળમાં શોભે એવો છે. કદીએ તે કોઇ ઉપર કોપતો નથી. તેના જે ભકતજન હોય તેની રક્ષા કરે. એવો પ્રતાપી યુકિતવાળો બીજો કોઇ પણ ગ્રહ નથી."

વરાહમિહિરઃ–"સૌથી શ્રેષ્ટ ને ગુણવાન ગ્રહ ગુરૂ છે. ત્રૈલોકયમાં સૌથી પુજવા લાયક બધાનો ગુરૂ એજ છે. પોતાના કામકાજમાં જશ મેળવવો હોય, ઉમેદ બર લાવવી હોય, તો એનેજ નમો. અંન્તરમાં દયા રાખે છે. બધાં શાસ્ત્રમાં પૂરો છે. મનમાં કોપ કે વેર તે ધરતો નથી, ને આંખમાં પ્રેમ રાખે છે. થોડી મહેનતે ઉત્તમ ફળ આપે ને આચારમાં સદા શુદ્ધ રહે. એની આગળ બધા ગ્રહ નીચા."

શંકુઃ–"અરે શુક્રની દશા જેવી કોઇ દશા નથી. તેની આગળ ગમે એવા દૈતનું પણ ચલણ નથી. દોલતથી ભરપૂર રાખે. જેને તેની દશા બેઠી તેને ત્યાં દ્રવ્ય રેલછેલ. કોઇનું ભુંડું નહીં કરતાં હમેશ મન મોજી રહે છે. ઘણો પરાક્રમી હોઇ, પરમ દયાળુ હોઇ, સૌનું સવળુંજ કરે. એને કોઇ ગ્રહ ના પુગે."

ક્ષપણુકઃ–"અરે જાવ, જાવ, શનિ જેવો જબરો કોઇ નહીં. રાહુની દશ કરતાં પણ શનિની દશા ભલા ભલા રાજા પાદશાહોને બેઠી હોય તો દાણા દાણ કરે. ચંદ્રને પણ કમ્પારો છુટે. કેતુ કમ્પે ને રાહુ પણ શનિથી તો ધ્રુજી મરે. સર્વ માણસો કે પ્રાણી માત્ર સૌ કોઇ તેનાથી ભય ને સંતાપમાં આવી પડે. શનિ મહારાજા તો જેના ઉપર પ્રસન્ન થયા હોય તેનેજ નેહાલ કરી જે માગે તે આલે. એની આગળ બધા ગ્રહનું બળ તુચ્છ છે."

વિક્રમ :–"ત્યારે ૯ ગ્રહોમાં મનુષ્યને દુઃખદર્દ, પીડાકારી, ને ભયનાં સંકટો આપનારા ગ્રહ પણ છે ખરા! હું તો ખોટો વહેમ સમજું છું. માણસને તો કરણીનુંજ ફળ ભોગવવું પડે. પંડિતો! મને આઠ ગ્રહની કથા બરાબર સમજાઇ, પણ ૯ મા શનિની કથા બરાબર સાંભળવી છે. કોણે એ ગ્રહના પ્રતાપ દીઠા છે, કે ખરૂં માન્યે!"

પંડિતોઃ–" મહારાજ! એ વાત જવા દ્યો. એ કથા માંડી વળાવો તો સારૂં. હાલ તો જવા દો સાંજ થઇ છે, માટે બીજે પ્રસંગે જોઇશું."

ઘણી રીકઝીક ચાલતાં રાણી સુમતિ તથા બન્ને રાજપુત્રો મદન અને મોહન

રાજસભામાં આવ્યાં. સુમતિ કહે :–" પ્રાણપતિ ! આપ કેટલો બધો આગ્રહ પકડી બેઠા છો ? એમાં આપને શો લાભ થવાનો છે? બધા પંડિતો વારે છે છતાં કેમ વરતા નથી ?

વિક્રમઃ– " કોઇ પણ કથા અધુરી રાખવી મને પસંદ નથી. પંડીતો! બસ મ્હારો છેવટનો કડક હુકમ સમજી લ્યો, ને શનિ કેવોક છે, તેની વાત કહો તે કહો. "

સર્વ પંડિતોને હવે એક વિચારથી શનિનું મહાત્મય સમજાવવાની ફરજ પડી, જેથી તેમણે એક ગીતિ ગાઈ સંભળાવીઃ–

" સઉથી પ્રબળ શનિ ગ્રહ, તેના સામે ન કોઇનું ચાલે ;
શરણાગતનું જતને રક્ષણ કરિ, વિઘ્ન તેનું સૌ ટાળે.
દ્રષ્ટિ પરાક્રમ અદ્‌ભુત, સઉનો પળમાં ચુરો કરી નાખે :
સ્વપિતા નિજ સારથિ સહ, વિકળ કર્યા અશ્વ આંધળા આંખે! "

વિક્રમઃ– " અરેરે ! શની જેવો એવો તે કેવો દુષ્ટ પુત્ર, કે જેણે પોતાના પિતાને પણ આવાં દુઃખો દીધાં ! ધિક્કાર છે, ધિક્કાર છે એને ! "

આટલો તિરસ્કાર કરતાંમાં કડાકા ધડાકા સાથે શનિદેવ પ્રગટ થયા, ને ક્રોધથી બોલ્યા :–

" ધિક્ ધિક્ ધિક્ ધિક્ મૂઢમતે રાજ્ય ગર્વથી મસ્ત;
નિંદા કરી છે તેં મારી, આવ્યો ત્હારો અસ્ત !

બોલ, હવે શું કહે છે ! હમણા તને મારૂં બળ બતાઉં છું ! "

વિક્રમ :–" કમબખ્તી મહારાજ ! માફ કરો. ખમા, ખમા. ક્ષમા કરો હે દેવ ! હું એવું કશું જાણતો નો'તો, તેથી અજ્ઞાને આવું કૌતક થઇ ગયું ! કમબખ્તી ! "

શનિદેવ :–" દુર ઉભો રહે પાપી નઠારા, નહિ આવ તું મુજ પાસ;
અજમાવી મુજ શકિતને, ખમજે તું મુજ ત્રાસ.
જ્ઞાની સમજી ડાહ્યા શાણો, છતાં ન્યાયની ખાણ;
દુર અંદાજવાળો રાજા ! થયો કયમ નાદાન ! "

વિક્રમ :– " હે દીનદયાળુ ! કમબખ્તી મ્હારી. હું આપનો અપરાધી થયો. મેં અજાણપણે વગર કારણે આપની નિંદા કરી, પણ શરણે આવેલાનું આપ સદા રક્ષણ કરો છો ને તેના સર્વ વિઘ્ન ટાળો છો, એવી આપની કીર્તિ મેં હમણાજ સાંભળી. ક્ષમા કરો ક્ષમા આપો. મારી કયાં કમબખ્તી લાગી, કે મેં તોછડાઇ કરી ! "

શનિદેવ : – " ક્ષમા નહિ તુજને કરૂં, ભુલી જાય ઉપકાર;
યાદ થશે માથે ભારે, પડશે દુઃખ અપાર. "

સુમતિ, મદન, અને મોહન કરગરીને કાલાવાલા કરવા લાગ્યાં :–" હે દેવ ! અમે આપનાં બાળકો છિયે, અમારા ઉપર દયા કરો. કોપશાન્ત કરી રાજાનો અપરાધ માફ કરો ! એમની કમબખ્તીની સાથે અમારી કમબખ્તી કાં કરો છો ? કૃપાવંત દેવ

અજ્ઞાની ઉપર નહીં રૂઠો; પાપી જીભથી એવું બોલી અપરાધી થયા."

શનિઃ–"ચુપ રહો! હવે તમારો રાજા મારાં પરાક્રમનો અનુભવ લેશેજ."

સુમતિઃ–" હે પરમેશ્વર! સમય ઘણો સંકટનો આવી પડયો છે. મહા સમર્થ સાથે વેર પડયાં. હવે અમારી શી દશા થશે! શનિદેવનો કોપ મ્હારા કોમળ પ્રાણપતિ કયમ ખમી શકશે! પરમેશ્વર! હવે તો તુંજ બચાવે ત્યારે ખરૂં!"

છેવટે શનિદેવે કાળભૈરવની આરાધના ને સ્તુતિ કરી તેની પાસે એવું વરદાન માગ્યું; કે ઉજ્જની નગરીના વિક્રમ રાજાનો છળ કરવાની મને આજ્ઞા આપો. કાળભૈરવ કહે; "મ્હારા પ્રિય ભક્ત! આ તું શું માગે છે? જે રાજા પરદુઃખભંજની કહેવાય છે, પારકાંનું દુઃખ દેખી પોતે સદા દુઃખી થાય છે, પોતાના પ્રાણની પણ દરકાર કર્યા વિના પ્રાણી માત્રનું દુઃખ ભાંજવા હમેશ તત્પર રહે છે, ને પોતાનાજ જીવ જેવો બીજાનો જીવ સમજે છે, એવા દયાળુ વિક્રમ રાજાનો છળ કરવાની હું કેમ રજા આપું?" શનિદેવ કહે; "ત્યારે શું તેણે હાસ્ય કરી મારૂં અપમાન કર્યું, દુઃખ આપી મારી નિંદા કરી, ભર દરબારમાં મને માઠું લગાડયું, તો એવાને હું દુઃખ દીધા વિના કેમ જવા દઉં?"

કાળભૈરવ આશ્ચર્ય પામ્યા, કે આવા શાણા દાના વિક્રમે આવો ઉપહાસ કેમ કર્યો હશે! ખેર. તેણે તેના કર્મનું ફળ ભોગવવુંજ જોઈએ. આમ વિચારીને શનિને આજ્ઞા આપી કે; "જા, જા, તું તેની રાશીએ જા! સુખેથી જા, પણ તને મ્હારૂં વચન છે, કે તેના જીવને કશી રીતે ધકકો નહીં લગાડીશ."

કાળભૈરવનો હુકમ માથે ઉઠાવી ખુશ ખુશ થતો શનિ ત્યાંથી ચાલી નિકળ્યો. "હવે વિક્રમને મ્હારૂં પરાક્રમ બતાવવા સારૂ પહેલાં તો સોદાગરનો વેષ ધરી એક સારો ઘોડો તેની પાસે લઈ જાઉં, ને તેના ઉપર બેસાડીને તેને અચાનક આકાશમાં ઉડાવી દઊં." થોડું કે વિક્રમની દરબાર ભરાઇ છે, વિક્રમ શોકાતુર બેઠો છે, ને પ્રધાનને કહે છેઃ–"પ્રધાનજી, જે માણસને ચિત્તભ્રમ વાયુ થવાથી જેવી ચિત્તવૃત્તિ થાય છે, તેવી મનોવૃત્તિ શનિ ગ્રહના ભયથી મારી થઈ છે. મને કાંઇ સુઝતું નથી. મારૂં મન આ સુંદર ઉપવનમાં પણ રમતું નથી. આ સર્વ જગત્ મને શૂનકાર ભાસે છે. બધાં સુખો મને ઝેર જેવાં લાગે છે. શું કરૂં! કાંઇજ ઉપાય સુઝતો નથી!" સુમંત કહે; "હે રાજાધિરાજ! સર્વ રોગ મટાડવા સારૂ જેમ પરમકૃપાળુએ તરેહવાર જાતની વનસ્પતિ પેદા કરી છે, તેમ નવ ગ્રહોને શાન્ત રાખી પોતાના કરી લેવા વિષેના ઘણા ઘણા ઉપાયો શાસ્ત્રમાં લખેલા છે. પણ આપ તો પ્રારબ્ધ ઉપર આધાર રાખી બેઠા છો, તેથી હું લાચાર છું. આપ નથી જાણતા કે પ્રયત્ન વિના પ્રારબ્ધ કે નસીબ લંગડું છે?" વિક્રમ કહે; "પ્રધાનજી! નસીબને માનનારા કહે છે, કે પ્રારબ્ધ ખરૂં; ને કર્મવાદીઓ કહે છે, કે પ્રયત્ન ખરો.

માટે બેઉને મેરે મુકી દઇ ઈશ્વર ઉપર ભરોસો રાખી કાળ ક્રમણ કરવું એજ ઠીક છે. પણ જૂઓ તો, જૂઓ તો, પેલો કોઈ સોદાગર સુંદર ઘોડા લઇ આવે છે તે જૂઓ તો! કેવો સુંદર! કેવો ખુબસુરત! કેવો સુંદર રંગ ને ઠમકતી ચમક છે!" એટલામાં સોદાગર આવી પહોંચતાં રાજાએ અધીરો પડી પુછયું :– "વેચવાનો છે કે? શી કંમત છે?" સોદાગરઃ–તમારાથી ખરીદાશે નહીં. વિક્રમઃ– "કિંમત થાય એટલી આલીશ, મગર હું સ્વારી કરી જોઉં, પછી ખરીદીશ." એમ કહી સ્વારી ભિડી, તો બેસતાંની સાથેજ તે તો આકાશ તરફ ઉડીને નાઠો. પ્રધાન અને સૌ કોઇ સોદાગરને મારવા લાગ્યા, કે આવા તેજી ઘોડાને કેમ છોડી મેલ્યો? સૌ કોઇ હાય હાય કરવા લાગ્યાં. સોદાગર કહે; "મેં તો પ્રથમથી રાજાને કહ્યું, કે એને જરાએ ચાબુક મારશો મા, નહીં તો ઉડી જશે, પણ રાજાએ માન્યું નહીં, તો હવે મારા ઘોડાની કિંમત બે લાખ મોહોર આપી દો!" પ્રધાનજી ગુસ્સે થઈ કહેવા લાગ્યા; "ઇનામમાં તને કેદખાનાનું વગર ભાડાનું ઘરજ આપું છું. જ્યાં સુધી અમારા રાજા પાછા પધારે નહીં ત્યાં સુધી કેદમાંજ રહો." સૌ કોઇ દુઃખી દીલે સંતાપ કરવા લાગ્યાં. હે પ્રભુ! આ શો ચમત્કાર! શો અનર્થ! આ તો મહારાજ ઉપર શનિ ગ્રહનો કાંઇ મહા ઉત્પાત વિતેલો લાગે છે. વિક્રમને શનિની દશા બેઠી ખરી! અરેરે! આ કેવો પ્રસંગ! અમારા રાજાજી પાછા સલામત આવશે એવી આશા રહેતી નથી. હે ઇશ્વર, આ શું થયું! અમારી બુધ્ધિને પ્રકાશ આપી અમારાં કુટુંબોમાં સુખનાં ઝાડ જીવાડનારા અમારા સૂર્ય જેવા રાજા વિક્રમનો અસ્ત થયો! આજથી અમારાં દુઃખોની શરૂઆત થઇ. પરમેશ્વર, કોણ જાણે તેનો અંત ક્યારે આવશે! અરે, હાય અમારી શી અવસ્થા થશે! ધર્મ, ન્યાય, અને નીતિથી અમારૂં કોણ પાલણ પોષન કરશે! હે ભગવાન! અમે રાજાજીને ઘોડા સહિત આકાશે ઉડી જતા દીઠા, હવે તે અમારા નગરમાં પાછા આવશે એમ લાગતું નથી. અરે રે! ગયું ગયું અમારા રાજ્યનું તેજ ગયું! સર્વે સુખ નષ્ટ થયું! હે ઇશ્વર, હવે અમારી સંભાળ કોણ કરશે? અમારા ઉપર ચઢી આવનારા શત્રુઓનો પરાજ્ય કરી અમારૂં રક્ષણ હવે કોણ કરશે!"

સુમંત બોલ્યાઃ–"હે પ્રજા જનો! અકળાશો નહીં. શોકનો ત્યાગ કરો. આપણા સુરખબી રાજાજી ઉપર અચાનક વિઘ્ન આવી પડયાથી આપણાં સુખનો નાશ થયો છે ખરો, પણ રાજાજીની શોધ કરવા સારૂ હજારો માણસોને હું રવાના કરૂં છું, કોઈ પણ ભાલ લાવશે. તમે સ્વસ્થ રહો, દુઃખી મા થાઓ. રાજાજી આવતાં સુધી હું તમારી સંભાળ લઈશ. માટે "ઘરેબારે થઈ જઇ સૌ કોઇ પરમેશ્વરનાં ભજન કરી રાજાજીના દીર્ઘાયુષ માગો!"

પેલી ગમ વિક્રમને ભર જંગલમાં નાખી દઇ ઘોડો નિકળી નાઠો. ઘણો વાર બેશુદ્ધ પડયા પછી જ્યારે તેને શુધ્ધિ આવી ત્યારે તે અકળાઇને બોલ્યો :– "અરે

આ જંગલમાંથી શહેરમાં જવાનો માર્ગ મને કોઈ બતાવો રે ! ” એટલામાં ચાર ચોરો ત્યાં આવી લાગ્યા, અને ઠગબાજી કરી પુછ્યું, કે “ તું કોણ છે ? શું જોઇએ છે ? ” વિક્રમ કહે; “ ભાઇઓ ! મને કાંઇ જોઇતું નથી, ગામ જવાનો માર્ગ બતાવો તો બહુ મહેરબાની ! ” ચોરો મજાક કરી કહેવા લાગ્યા :– “ ફુટયું ત્હારૂં કપાળ ! તું અહિં કેમ આવી મર્યો ? અહીંઆંથી ગામનો રસ્તો તો બહુ દૂર છે; ત્યાં પાછા જવાને તો ઓછામાં ઓછા બે મહિના લાગશે ! ”

વિક્રમ :– “ અરેરે ! આ શો ગજબ થયો ! મારૂં આવી બન્યું ! અહીં ચોર લોકની વસ્તીમાં મારો બચાવ કોણ કરશે ? ” “ હે ચંડાળ ! ” ચોરો કોપીને બોલ્યા; “ ચોર કોણ ? તું કે ત્હારો બાપ ? જોઇ લે આ તરવારના એકજ ઝટકાથી ત્હારૂં કાટલું કેવું નિકળે છે ! ” આમ બોલી જેવી તરવારો ખેંચાઇ, કે વિક્રમ જરા વેગળો થઈ જઈ સાથેનું ધનુષ્ય પકડી કહેવા લાગ્યો : – “ તમારામાં જરા પણ શાણપણ હોય તો દૂર રહેજો, નહીં તો એકજ બાણે બધાઓને વિંધી નાખીશ. ” આમ કહી જેવો ધનુષ્ય બાણ ચઢાવવા જાય છે તેવુંજ તે ભાંગીને હાથમાંથી હેઠળ પડી ગયું ! એટલે બધાએ વિક્રમને પકડીને બાંધ્યો. “ અરેરે ! હવે મારો કાંઇજ ઉપાય રહ્યો નહીં. શનિની દશા તો કેથી આમ બેસતી દેખું ! મારી એક તો શક્તિ ઘટી છે, તેમાં વળી સદાનું વિજયી ધનુષ્ય તે પણ હમણાંજ ભાંગવા બેઠું ! ” એક ચોર કહે; હે ગાંડિયા ! ભાયડો થઇને બાયડીની માફક રોએ છે ! બીજો કહે; “ અરે, એને અહિંજ પટકી નાખો. કોઇ મોટું મનીખ લાગે છે. એના અંગ ઉપર ચલક ચલક થતા બધા દાગીના ઉતારી લઇએ, જોયા શું કરો છો ! ” આમ માંહો માંહે વાતો કરી વિક્રમને મુસ્કા બાંધી હીરાનો હાર, કંઠી, પોંચી, મંદીલ, જરીનો ડગલો એ સર્વ ઉતારી લઇ માત્ર ધોતિયાં ઉપર વિક્રમને જીકડેલો સીકડેલો બાંધેલોજ પડતો મૂકી ચાલતી પકડી.

વિક્રમ રાજા જેમ તેમ કરીને છુટો થયો, અને દુઃખે પાપે દહાડા કાઢતો તામલીંદ્ર નગરમાં આવી પહોંચ્યો. ચિથડે હાલ, અવતારથી બે અવતાર થયેલો ભિક્ષા માગતો માગતો કંગાલ સ્થિતિમાં ધનશેઠ નામે ઝવેરીની દુકાન આગળ આવી ભિખ માગવા લાગ્યો : – “ કોઇ મુજ ગરીબની દાદ લો ! ભુખ્યાને અને નાગાને વસ્ત્ર આલો ! રાયના રંક થયા, પણ હજી ગ્રહદશા છોડતી નથી ! ” આમ બોલી દુકાનના ઓટલા ઉપર બેઠો. બે પાંચ કલાક પછી ધનશેઠ પોતાના ગુમાસ્તાઓનો હિસાબ તપાસતાં તપાસતાં એકદમ હરખાઇ જઇને બોલવા લાગ્યો : – “ મહેતાજી, મહેતાજી ! આજે તો વકરાનો બહુજ મોટો તડાકો ચાલ્યો છે. ઘરાક ઉપર પર ઉપર આવે છે. એ શું ? કારણ તો પ્રભૂ જાણે, પણ મને એવું લાગે છે, કે કોઇ પણ બત્રીશ લક્ષણના આબાવર પગલાં આપણે ત્યાં આવી પહોંચવાં જોઇએ. ૬૦–૭૦ વરસમાં કોઇ પણ

એવો દિવસ નથી આવ્યો, કે અરધાજ દહાડામાં આટલો બધો વકરો આપણે ત્યાં થયો હોય. મને અચરત લાગે છે. ખરીદી કર્યા વિના એક પણ ઘરાક પાછું જતું નથી.એ ભાગ્યશાળી પગલાં કોના હશે ? અહિં તો કોઇ નવો ગુમાસ્તો કે મુનિમ મહેતો જણાતો નથી, ફક્ત પેલો કંગાલ ભિક્ષુક આજ સવારનો એટલે આવી બેઠો છે. મને લાગે છે, કે એ તેનાજ પરાક્રમી પગલાંના પ્રતાપ છે." આમ બોલી વિક્રમ તરફ ફરીને બોલ્યા :– "અરે, તું કોણ છે રે ? સવારથી ઉભો રહીને ઘાં શું કરે છે ? આવ, અહિં આવ." વિક્રમ : – "શેઠજી ! હું મુસાફર છું. પ્રવાસથી હું ઘણો થાકી ગયેલો છું, માટે વિશ્રાંતિ માટે તમારી દુકાને ઉભો છું. તમે ના કહો તો ચાલ્યો જાઉં, બાપજી !" "નહીં રે !" ધનશેઠ કહે; "ઉભાં ઉભાં કેમ વિસામો લેવાય ? આવ અહિં, બેસ અંદર ?" આટલું બોલી વકરાની ખુશ લેહેરમાં આવી પેઢી વહેલી બંધ કરી સર્વ નોકરોને રજા આપી વિક્રમને પાસે તેડી એકાંતે પુછ્યું; "હે ભાઇ ! સાચું કહે, તું કોણ છે ? મારી આગળ ના છુપાવ."

વિક્રમ :– "વિપરિત કાળ આવ્યાથી મહા સંકટમાં પડેલો હું એક ક્ષત્રિ છું."

ધનશેઠ : – ખરેજ. મેં પહેલાંથી ધા  હતું, પણ કાંઇ ચિંતા નહીં. કાળ અનકૂળ થવાથી ને ગ્રહદશા બદલાવાથી તમારી સ્થિતિ સુધરશે. ક્ષત્રિ છો તો ઉંચા કુળના હશો. તમે હાલ મારી સંગાથે મારે ઘરે ચાલો.

* વ્હાલી બ્હેનો ! વિક્રમની વાર્તા લાંબી છે, માટે ત્રીજી બેઠકે તે આપણે પુરી કરીશું, હવે તો પાછા દિલાસા પત્રો શરૂ કરાવ્યે.



# દિલાસા પત્ર ૧૯૪ મો.

"There are two ways of being happy,—we may either diminish our wants, or augment our means–either will do–the result is the same; and it is for each man to decide for himself, and do that which happens to be the easiest. If you are idle, or sick or poor however hard it may be to diminish your wants, it will be, harder to augment your means."

ભાઇ મુસ્તફા ! તમને પૈસાની ભિડાતી હોય તો કોઇ કાંઇ આપે મુકે, તમને અન્ન, પાણી, કે વસ્ત્ર નહીં મળે તો કોઇ દાતાર તે પણ આલે, તમારે માથે દેવું હોય તો બીજો કોઇ મહેરબાન માથે વ્હોરી લે, પણ તમોને પેટમાં દુઃખે, માથું

ફરે, પેટમાં ચુંઠાય, ચુંકો મારે, તે કોણ લે ? તમારો લકવો, તમારી મિઠી પિશાબ, તમારૂં ભગંદરે, તમને પાકેલી પથરી, તમારો સંધિવા, અને તમારો રક્તપિત કે નજળો કોઇ લેવા તૈયાર ન થાય, અને કોઇનાથી લેવાયે નહીં. જેની સોલે સોટકી કાચી છે, તેને નસીબ શું ટેકો દેશે? ત્યારે પૈસા કે દોલતનો ઢાંફરો શા કામનો ? માન પાન, કીર્તિ, ને દરજ્જા શા અર્થના ?

ખજાનાઓ ભરપૂર રાખનારા રાજાઓ પાસે પોતાની કીર્તિ પોકરાવનારા માત્ર એલકાઓ છે, તે તો ભિત્તરની જંજાળ માટેના બહારથી દેખાતાં માન પાન છે, અને લાગણી વગરની કલ્પનાઓ થકી અશાંત અને બેચેન કરનારી તમામ દુન્યાઇ ચિંતાઓ તેમને તો લાગ્યા જ કરે છે. એ ખેતાબો શા કામના, કે જે નહીં પેટ ભર્યામાં કે નહીં પેટ લાગ્યામાં. એ માન ચાંદ તો પુષેરીનું ફુલ, નહીં અફરગાનનું કે નહીં બાજનું, તેવા છે.

શાહનશાહ રીચર્ડ ૨ જા પાસે કવી શેકસપેયર બોલાવે છે, કે ગંભીર માન ઈજ્જત આપીને આ લોહી માંસનાં બનેલાં મારાં જેવાં પુતળાંની તમે મજાક ના કરો. એ બધાં માન પાન, અદબ આદાબ, ભાવ ભક્તિ, અને સત્કાર સરભરાથી મને માફ કરો. નાંખી દો એ બધું પરંપરાથી ચાલ્યું આવેલું રાજવંશી કૌતક. મરવા દો એ બધા ક્રમ અને તાજીમ તવાજો. જેહાંનમમાં નાંખો એ બધી રાજાને માન અને ઇજત આપનારી ક્રિયાઓ. કેમકે હમણા સૂધી તમે મને ભુલી ગયા છો, કે હું કોણ છું. હું પણ તમારી માફક રોટી ખાઇનેજ રહું છું. મને પણ હાજત ઘણી છે. મને પણ લોહીના ગોટ અને આંસુથી ભિંજાયેલી રોટી ખાવી પડે છે, તમારી માફકજ મને મદદગાર મિત્રોની જરૂર પડે છે.

એ સિંકદર! ન રહી તેરી બી આલમગીરી;
કિતને દિન આપ જીયા, જીસ લીયે દારા મારા ?

અરે ! બાદશાહ સિકંદર ! ત્હારી બાદશાહત પણ આખરે તો નજ રહી. તું કેટલા દહાડા જીવ્યો તે કહે, કે જેને માટે તેં ઇરાનના બાદશાહ દારાને માર્યો !

માટે હે બંધુ ! એ મગરૂર લક્ષ્મીની પછવાડે નહીં ભટકયા કર, કેમકે જો તેણીને તું ત્હારા વારસને પણ સોંપી જશે, તો બાપડા વારસની આસપાસ ભટકયા કરનારા લક્ષ્મિના આશકો વારસને પણ છટકાંમાં સપડાવ્યા વિના નહીં રહેશે. મોટા વારસાને લીધે વારસો પોતાની ફરજો ભુલીને પાપમાંજ પડે છે. મોજ મજામાં પડીને દોજખનાજ અધિકારી થાય છે. પૈસો મળે તેમ કાછડી છુટતી જાય. કુકડી મોટી થાય તેમ ફૂમ સંકોચાતી જાય. માટે પૈસા વગરનો થયો તે સારૂ હાય, નિસાસા તો ત્હારે નાંખવાજ નહીં. ગરીબ થયો તેની કાંઇ શરમ નથી.

હારૂત અને મારૂત નામના બે શ્રીમંત ફરેસ્તાઓ હતા. તેમના ગુન્હાને

માટે ખુદાતાલાએ તેમને દુઃખોથી ભરેલી સજા કરી હતી. કેમકે તેઓએ આ જગત્‌માં આવીને રંગ રાગ, એશકબાજી, તથા બીજી મોજ મજામાં પુષ્કળ મશગુલ રહી તેમને સોંપવામાં આવેલી ફરજ બજાવી નો'તી. કારણકે, પૈસા અને ધન દોલત એ કાંઇ હમેશાં કાર્યસાધક સુખને માટે નથી. એક ચીજ કેવળજ સારી ન હોય તોએ તે ચીજ આપણું ભલું કરી શકે છે. પૈસાથી કાંઈ ખુદાની મહેરબાંની ખરીદી શકાતી નથી. આ ખાકી જેહાંનનો ખાકી પૈસો પેલી દુન્યાંની મુસાફરીમાં ખર્ચ ખુટણ માટે કશાંએ કામે આવતો નથી. ખાકી દુન્યાંનો ખાકી પૈસો આફતોમાં કાર્યસાધક થઇ પડતો નથી. પૈસાથી જીંદગી બચતી નથી. પૈસા કાંઇ તંદોરસ્તી લાવી આપતા નથી. દર્દના દુઃખાવામાંથી પૈસો છોડવી શકતો નથી. શોક અને ગમી પૈસાથી રાહત પામતી નથી. મનની શાન્તિ પૈસા વડે મેળવાતી નથી. પરંતુ ભગવત માર્ગ અને ઈશ્વર કૃપા દરેક બાબતમાં ઉપયોગી થઇ પડે છે. ધર્મીષ્ટપણાથી આ અને આવતી જીંદગી સુખી થઇ શકે છે.

જેઓ પૈસાદાર છે તેઓને પીડાપાત હશે! ધન દોલત તો શ્રાપ અને બદદુવા છે. મને તે દહાડા વીશે અફસોસ થાય છે, કે જે દહાડે અરિષ્ટ એવી મોટી દોલત મને મળશે. એક ભલું નામ પૈસા કરતાં હું વધારે ચાહું છું, અને લોકપ્રિયતા ઉપર સોના રૂપા કરતાં મ્હારો વિશેષ પ્યાર છે. વાલ્મીકિ રૂષિ વાલ્મીક રામાયણ માટે પુંજાયો, નહીં કે દોલત માટે. પાણિની તો વ્યાકરણ માટે વખણાયો, નહીં કે દ્રવ્ય માટે. બાણે તો કાદમ્બરી માટે વાહવાહ બોલાવી, ને હતો ત્યારે તો પૈસે ગરીબ. કાળિદાસ તો કાવ્યો અને નાટકો માટે ખ્યાતિને પામ્યો, બાકી તેને ત્યાં ગરવી દાસી, મધુર પોપટ, ને સુંદર સ્ત્રી તો હતીજ. ટુંકમાં પૈસાનો બોજો ભારે સંતાપ જ કરાવે. લડાઇ ઉપર જતાં કે મુસાફરીએ નિકળતાં મુસાફરને કે લશકરને જેમ વધારે બોજો આપો તેમ તેઓને અગવડ અને આપદા પડે છે. મુસાફરને કે લશકરીઓને જેમ હલકો બોજો તેમ તેઓ પોતાની લડતની ફરજ આંસાંનીથી બજાવે છે. તેવીજ રીતે આ દુન્યામાં જન્મ લઇને અંગ્રેમઈન્યુસ સાથે લડવાની લડતમાં જેમ પૈસાટકા, માલ મીલકત, અને રાચ રચીલાંનો બોજો ઓછો તેમ આ ભવસાગર તરી જવાની લડત સ્પેન્તોમઇન્યુસની સહાયતાથી આંસાંનીથી લડી શકાય છે.

હે રાજન! જે રૈયતને તમે ડરાવીને ડરકાવો છો, તેઓ જેટલાં ફીકરમંદ હોતાં નથી, તેના કરતાં તમે બેવડા ચિંતાતુર રહો છો. ભલે તમે ખાટલે માંદા પડી રહો, તમને મળતી તાજીમ તવાજો, અને માન અકરામ તમારૂં દુઃખ દૂર કરશે? શું તમે એમ ધારો છો, કે આ તમારો સખ્ત તાવ તમારા ખેતાબો અને એલકાબોથી નાસી જશે? તમે ગરીબ રૈયત ઉપર ચાહે તેવા હુકમ કરી શકો છો, પણ તમોને લાગુ પડેલી બીમારી અને દર્દને ચાલ્યાં જવાને શું તમે સરક્યુલર કે હુકમ કાઢી

શકો ? અરે ! રાજા થવા માગનારાઓ, આ દુઃખી સ્વપ્નો જોવાની ઈચ્છા નહીં કરશો. અરે ! નહીં રૈયત કામ આવતી, નહીં અમીર ઉમરાવો, નહીં જર ખજાનો, નહીં મહેલો કે હજારો દાસ દાસીઓ કામ આવતાં, જ્યારે રાજાને જમ ઘસડી લઈ જાય છે ત્યારે. રૈયતલોક પોતાના હૈડાંની રાહત જેવી રીતે મેળવે છે તેવી સગવડ રાજાને મળતી નથી. તેમજ રાત દહાડો દિલ ઉપર પડતા ઘાનો અનુભવ ઈતર લોકોને હોતો નથી. રાજા તો મુવેલાં પુતળાં બરાબર છે, જ્યાં જાય ત્યાં તેઓને પુતળાંની માફક બેસી રહેવાનું છે, અને બધી ક્રિયાઓ જીવતાં જીવત કરાવ્યા કરવાની છે. શું આ તે સુખ ? રાજાઓ ! અરે તમે તે કઈ જાતના દેવતાઓ છો, કે તમારા પુજારીઓ અને સેવકો કરતાં તમે બળાપા, સંતાપ અને શોકમાં વધારે રહો છો ? શું તમે મહેલ, દરજ્જા, અને ક્રિયાઓ શિવાય બીજું વધુ મેળવી શકો છો ? ગરીબ લોકોને તરખાટ અને નિરાધાર લોકોને તમારા ભપકાના ભય શિવાય તમે શું આપો છો ? ખુદાઈ બક્ષેશ પૈસો નથી, પણ જે હમેશાં રહેનારી, ટકાઉ ને મજબુત બક્ષેશ હોય તેજ ખરી બક્ષેશ કહેવાય છે. જે માણસોને પૈસા વીશે ધાસ્કો રહે છે, કે ભવિષ્યમાં તે જતો રહેશે, તે પૈસાદારને મળેલી બક્ષેશ તો દુઃખકારી છે. પૈસો તો આજે હ્યાં તો કાલે ત્યાં. પૈસાને પાંખ હોય છે. તે તો ઉડતો ફરે છે. કેવળ ભલું કરનારો ને કલ્યાણ ઇચ્છનારો કાંઇ પૈસો નથી. ત્યારે તે કેવળ સુખ આપનારો કહેવાય નહીં. નેકી, પવિત્રાઇ, ભક્તિ એજ કેવળ કલ્યાણકારી છે, કેમકે જે માણસ એ ખજાંનો ધરાવે છે તે તેના પાડોશી કરતાં ઉત્તમ સુખ ભોગવે છે. પૈસો તો એક જાતનો આપણા ઉપર નંખાયલો દંડ છે. તે તો એક જાતનો શ્રાપ છે. જેઓ તેના રખેવાળ છે તેઓ શિક્ષા પામેલા અને શ્રાપ મેળવેલા ધણીઓ છે. તમે તેનાથી દૂર ભાગશો તો તે નજીક આવશે; તેની ઘણી હાયવાય કરશો તો તે નાસી જશે.

ભાગતી ફીરતી થી દુનિયા, જબ તલબ કરતે થે હમ;
અબ જો નફરત હો ગઇ, વોહ બેકરાર આનેકો હય.

જ્યારે અમે ઇચ્છતા હતા ત્યારે અમારાથી આ દુન્યાઇ મજા નાસ્તી ફરતી હતી; હવે જ્યારે અમને એ દુન્યાઇ મજા ઉપર તિરસ્કાર છુટયો છે ત્યારે એ અમારી તરફ આવવાને આતુર થઇ રહી છે.

શ્રીમંતની કલ્પના એવી હોય છે, કે દોલત છે તે બચાવના એક કિલ્લા સમાન છે; બચાવની ઢાલ છે. પરંતુ તે માત્ર કલ્પનાજ છે. બાવળીએ બાથ ભર્યે, તો કાંઇ ચંદનની ગરજ ના સરે. આવા કિલ્લાથી તેઓએ પુષ્કળ આદમીઓને બચાવવાને બદલે પુષ્કળનો નાશ કર્યો છે. ધનનો કિલ્લો જો બચાવજ કરતો હોત, તો ટર્કીના સુલતાન હમીદનો તેણે કયાં બચાવ કર્યો ? ઈરાનના હાલ પદભ્રષ્ટ થયેલા શેહેનશાહનો ક્યાં બચાવ કર્યો ? ધનથી જીવાતું હોત તો શ્રીમંત મરતેજ નહીં.

જે ખુદાઇ ઉત્તમ બક્ષેશ કહેવાય તે કાંઈ માલ ખજાનો ને દોલત નથી, કેમકે ખુદાઇ બક્ષેશનો દુરૂપયોગ હોયજ નહીં. ખુદાઇ બક્ષેશનું ફળ, તેની પ્રાપ્તિ, અને તેનો ઉપયોગ સારાંજ હોવાં જોઇએ. નેકી, પવિત્રાઇ, અને શુકરગુજારીનો માઠો ઉપયોગ થઇ શકતો નથી; માટે તેજ ખજાનો અમર કલ્યાણ આપનારો કહેવાય. નેકીનાં કૃત્યો હરદમ નેકજ હોય, પવિત્રાઇનાં કર્મો હમેશ પવિત્રજ હોય, પણ ધન દોલતમાં તેવો ગુણ હોતો નથી. દોલતનો તો આપણે અનીતિમાં પણ ઉપયોગ કરી શકયે છિયે, અને વળી પૈસાની બક્ષેશ તો વારંવાર તેના પ્રાપ્ત કરનારનેજ પીડે છે. ઉત્તમ ખુદાઇ બક્ષેશ તો તેજ હોવી જોઇએ, કે જે આપણી ઇચ્છાને તૃપ્તિ આપે. પરંતુ પૈસાદાર માણસ તો જળો જેવા છે, જે "આપ–આપ" બોલ્યાજ કરે છે, અને જેમ જેમ મળે તેમ તેમ તૃષા વધે છે. જેઓ સૌથી ઉત્તમ ખુદાઇ બક્ષેશ માગે છે તેઓ પૈસા માગતા નથી, કેમકે દોલત એ કાંઇ ઉત્તમ બક્ષેશ નથી. ઉત્તમ ખુદાઇ બક્ષેશ એ તો આદમીના ઉત્તમ ભાગને લગતી છે, એટલે ઉત્તમ આત્માને ખુશ કરે અને શ્રેષ્ઠ કરે તેવી ઉત્તમ બક્ષેશ આત્મા માગે છે, પણ ધન દોલત કાંઈ આત્માને ખુશ કરી શકતી નથી, ઉલટો આત્માને તે તો દુઃખી કરે છે, કેમકે ધન દોલત જ્યારે શરીરને પણ સંપુર્ણ બનાવી નહીં શકે, તો આત્માને કયાંથી સુખી બનાવે ? ગરીબાઇ તો હાજત જેટલું માગે છે, પણ શ્રીમંતાઇ તો હોય તેથી વધુ માગે છે. પૈસાદાર વધુ પૈસાદાર થવા માગે છે, જેથી તેઓ ગરીબોને વધારે ગરીબ બનાવવા માગે છે. હે ભાઇ ? તું લાલચ ત્યજ, ત્યારેજ સુખી થઇશ. લાલચુની આંખ પોતાનો હિસ્સો જોઇને ધરાતી નથી. જેઓ રૂપાંને ચાહે છે તેઓ તેજ રૂપાંથી સંતોષ પામતાં નથી. જેઓ ઢગલાબંધ દૌલત માગે છે તેઓ ઘણા મોટા ઢગલાથી પણ સંતોષ પામતાં નથી, ને સંતાપમાંજ દહાડા કાઢે છે. ઇચ્છાની પુરેપુરી તૃપ્તિ નહીં કરવામાં ઇશ્વરે ડહાપણ ભરેલું ધોરણ રાખેલું છે, કે જેથી આદમીઓ શીખી શકે, કે આ દુન્યાઇ ખજાંનો અંતે થોડો અને મિથ્યા છે, જેથી ઉપરની દુન્યાનો સંગીન ખજાંનો પ્રાપ્ત કરવા ઉપરજ લોકોનું દિલ દોડે. ત્યાંના ખજાંનાથી કેવળ તૃપ્તિજ થવાની. લોભી હમેશ માંગ માંગ કર્યા કરવાનો, પણ હમેશાં દરેક ચીજનો મોહતાજમંદ રહેવાનો. ઘણુંજ મેળવવું એ મોહતાજમંદીનો બાપ છે. મોટાં અને શ્રીમંતને ઘરનાં દુઃખો જો ગરીબો જાણવા પામે તો તેઓ સો દરજ્જે પોતાને સુખી કહેશે. મન એ અમર છે, માટે તેની વાંચ્છનાઓ અસંખ્ય છે. જને પોતાની કલ્પિત હાજતો તૃપ્ત કરવાના સાધનો છે, તે કદિ ધરાતો નથી, કેમકે ગાડાંબંધ માલ મીલકત ને પૈસો ટકો મળે તોએ જ્યાં કલ્પનાથી કલ્પેલીજ હાજતો તૃપ્ત કરવી હોય તો ઢગલાબંધ સાધનો પણ પૂરાં નહીં પડે. આથી લોભ લાલચ ને લાલસા વધ્યાંજ જાય છે. અને પૈસાના લોભીને પૈસાના નાશવંતપણા માટે, અગર પૈસાથી નિપજતાં માઠાં પરિણામ વીશે

શિખામણ દેનારને તે ધિક્કારતો જણાશે.

એક ઘણોજ લોભી આરબ એક રણમાંથી પસાર થતો હતો, એવામાં એક મોટા સફેદ પથ્થર ઉપર નીચલો લેખ કોતરેલો તેણે વાંચ્યો:–

"મને, આ પથ્થરને, ઉંધો નાખ, તું ત્હારા ફાયદાનુંજ કાંઇ જોશે!" આરબે ધાર્યું કે એમાં કાંઇ ખજાનો હશે, તેથી ભારે જેહમત ઉઠાવીને પથરાને મહા મુશીબતે ઉંધો વાળ્યો, અને તેની નીચે વળી બીજોજ લેખ કોતરેલો વાંચ્યો:–"દ્રવ્ય–લોભ એ સર્વ ખરાબીનું મૂળ છે. હવે મને પાછો સીધો કર!" તે આરબ ધિક્કાર નાંખીને તથા આ લેખ કોતરનાર માણસ ઉપર ફિટકાર નાખીને ત્યાંથી ચાલ્યો ગયો. હે મુસ્તફા! સંસારરૂપી અનુભવ મેળવવાની નિશાળમાં તું નવો નિશાળીઓ છે. નિશાળમાં જે નવો વિદ્યાર્થી દાખલ થયેલો હોય તેને જેમ વિદ્યા શિખવાની હોય છે, તેમ સંસારમાં જે જે સુખ દુઃખ આવે છે તેનો અનુભવ નવા નિશાળિયા તરીકે તને થયેલો ન હોવાથી તું હાયવાય કર્યા કરે છે. તમને જેમ ઘણું મળશે તેમ તમારી તૃષ્ણા વધશે, કેમકે પાસે ઘણું જમાવ થાય ત્યારે માણસ લાલચુ ને લોભી બને છે. તેનું પોતાની હાજત ઉપરજ ચોવીસે કલાક ધ્યાન રહે છે. ભુખેસે પુછા, દો ઓર દો કયા? તો કહા, ચાર **રોટિયાં.** આપણી હાજતો પૂરી પાડવાના સાધનો જેમ જેમ વધશે, તેમ તેમ આપણી જરૂરિયાતો વધી જશે. જેમ ઘણા શિકાર મળે તેમ શિકારીને વધારે લોભ લાગે છે. જેમ જુગારી ઘણું જીતે તેમ તે વધારે રમવાનો. ઘણી મીલકત મેળવવાથી બીજી ઘણી વધવાનું ગોયા વચન મળેલું હોય તેમ માલદારો વધુ મેળવવાને તળશે છે. સૌથી સુંદર મજા તો તેજ છે, કે જે બીજાંઓની મજા વધારવામાં આપણા જીવને મોજ આપે છે. અને જેઓ ફરજની આગળ મોજ મજાને તુચ્છ ગણે છે તેઓજ ઉંચાઇએ ચઢે છે. માર્કસ કયુરીયસ ડેન્ટેતસ ત્રણ ત્રણ વાર રોમનો કોન્સલ બનવા પામ્યો હતો તે શા થકી? પૈસા કરતાં ફરજને પકડી રહેવાથી. તેણે પાઇરસ, સેમ્નાઇત્સ, અને બીજા બળવાન હરીફો ઉપર ફતેહ મેળવી, પણ આખરે પોતાના સેબાઇનનાં ખેતરમાં જઇને રહેતો. એકવાર સેમ્નાઇત્સે તેને માટે અમુલ્ય ભેટો મોકલી. ભેટ આવી ત્યારે તે સગડી આગળ બેસીને આછું પાતળું ખાવાનું પકાવતો હતો. જ્યારે તેની આગળ ભેટ મુકવામાં આવી ત્યારે તેણે તે ભેટ પાછી વાળતાં કહ્યું; "હું ગરીબ રહેવાથી મારી પોતાની ઉપર તેમજ બીજાઓની ઉપર હકુમત ચલાવી શકું છું, પરંતુ જો આ કિંમતી ભેટ સ્વિકારૂં તો હું પોતાને, સેમ્નાઇત્સને, તથા તેઓના સોનાને વેચાઇ જાઉં!" સમજો મુસ્તફા! સોનાના ચકચકાટની આગળ દુઃખ દર્દ જેટલાં વહેલાં આવે છે, એટલાં ઝુંપડીના અંધકારમાં આવવા ખુશી થતાં નથી. શ્રીમંતો અને ગરીબ મજુર વર્ગનાં શારીરિક દર્દો વીશે તમે અવલોકન

કરશો તો તમે નહીં કલ્પિ શકો એવાં ફેશનેબલ દર્દો શ્રીમંત વર્ગને લાગુ પડેલાં હોય છે, કે જેવાં દર્દો વીશે ગરીબ મજુર વર્ગને તો ખ્યાલે હોતો નથી. ઘણાક ગરીબ લોકો ઓછા ખોરાકને લીધે મરી જાય છે એ સત્ય છે, પણ મોટા લોકો જેટલાં પ્રમાણમાં પુષ્કળ ખોરાક ખાઇને મરી જાય છે, તેની સંખ્યા વધારે થાય છે. ઠંડીથી બચવા માટે કપડાં વગર કેટલાંક ગરીબો ઠરઠર ધ્રુજે છે ખરાં, મગર ફેશનેબલ મંડળોમાં ફેશનેબલ કૃત્રિમ પોશાક પહેરવાની મોઝાણમાં કેટલી ઉમરાવજાદીઓનાં કવખતના મોત નિપજે છે તે કોણ ગણે છે? આપણા ભિક્ષુકોને નાગા ફરવાથી જેટલી સંખ્યામાં કબર આગળ લાવવામાં આવે છે, તેના કરતાં બેવડી સંખ્યામાં આપણી ફેશનેબલ પોશાક પહેરનારી દીકરીઓને કબર આગળ લાવવામાં આવે છે. આપણા મજુરો કામના બેહદ બોજાથી થાકીને લોટપોટ થાય છે ખરા, પણ નકામી નરોઇ બેસી રહેલી ઉમરાવોની છોડીઓને બેસી બેસી રહેતાં જે દુઃખાવા થાય છે તે ગણત્રિ વગરના છે. કેટલાં કેટલાં દુઃખો જે ગરીબોથી કેવળ અજાણ્યાં છે, તે શ્રીમંત ઘરોમાં બહુ માનીતાં થઈ પડયાં છે. પોતાના ફેશનેબલ પોશાક પહેરીને મોહલે મોહલે ફરતા એશકાઓએ એમ તો નહીં સમજવું, કે તેમના ઠઠારાથી ગરીબ વર્ગ હેબતાઈ જતો હશે, પણ તેઓ જે ડ્રેસથી જીકડાયેલા ને સીકડાયેલા હોય છે તે વીશે મજુર વર્ગ ઠઠ્ઠાજ ચલાવે છે.

આ ઉપરથી શું આપણે એવાં અનુમાન ઉપર નહીં આવીશું, કે ઘણી દોલત ધરાવનારો કોઈ શખ્સ, જો દળિદ્ર અવસ્થામાં રહેતો હોય તો તે એક ગધેડા સરખો છે, કે જે પોતાની પીઠ ઉપર ધનનો ઢગલો રાખ્યા છતાં ઉકરડા ઉપરનો કાંટો કચરો ખાય છે! જો હું આમ કહું, કે આ ઘરબાર અને આ ખેતરો મારાં ન છતાં મારે દુઃખી થવું પડે છે તો મારી એ કંગાલ મૂર્ખતા શિવાય બીજું હું શું માનું? કાંકે તેનું કારણ હવે મને સત્ય દર્શાયું છે, અને તે એજ કે, એ ઘરબાર તથા ખેતરોને મેં "**મારાં**" કહ્યાં, ને તેનો માલિક "**હું**" કહેવાયો. અહો! ત્યારે "**મારૂં**" કહ્યું, એટલા માટેજ હું આ યાતનામાં આવ્યો છું. "**મારૂં**" અને "**હું**" એ બે શબ્દ માત્રમાંજ આટલી બધી ઉપાધિ વધે છે. હું ઉપાધિ ત્યાગ કરવા માટે આટ આટલું મથ્યો, પણ ઉપાધિનું ખરેખર મૂળ તો મારામાં ઉંડી જડ ઘાલી રહ્યું છે. અને દોલતનું જ્યારે મને અભિમાન થયું, કે મારી પડવાની નિશાન મને માલમજ પડે છે. માટે ગરીબીમાંજ દિલ ખુશ રાખ. "પૈસા વગરનું જીવતર બળ્યું" એમ બોલી જીવસે બળાપો મા કર.

**દિલકી ખુશીકે ખાતર, ચગ ડાલ માલ ધનકુ;**
**અગરજો હય તું આશક, તો કૉરી ન રખ કફેનકુ;**
**જીસને દીયા હય તનકુ, વોઇ દએંગા કફેનકુ.**

# દિલાસા પત્ર ૧૯૫ મો.

" Weep not for death, 'Tis but a fever stilled,
A pain suppressed,—a fear at least, A solemn hope fulfilled.
The moonshine on the slumbering deep
Is scarcely calmer. Wherefore weep ? "

મૌલાબક્ષ ! મૌત તું શેને કહે છે ? મૌતમાં એવું શું ભર્યું છે, કે માણુસને મૌતનો એટલો બધો ધાસ્કો લાગે છે ? મૌતના હાથમાં કાંઇ તરવાર છે ? મૌતના હાથમાં કાંઇ બેડી છે ? મૌત એ વસ્તુજ શી છે ? શું મૌત આંગળી દેખાડીને બતાવી શકાય એવી કોઇ શકિત છે ? માણુસે પહેલાં તો મૌતની હસ્તીજ છે કે કેમ તેનો વિચાર કરવો જોઇએ. મૌત એ કોઇ ચીજજ નથી. મૌત એ કાંઇ છુપાઇ રહેલો ભયંકર રાક્ષસ નથી. અરે ! એક સાદાંમાં સાદું ઉખ્યાણું તે મૌત છે. મૌતનાં ઉખ્યાણુાંને ઉકલાવવાની તને જરાએ તજદી નહીં પડશે, જો આ દેહ અને વાસના-દેહની તું સમજણુ મેળવે તો. પ્રથમ તો માનવી-દેહ કેમ બન્યો છે તે સમજો, તો મૌતનો ધાસ્કો ઓછો લાગશે.

આ શરીરમાં પાંચ તત્વોનાં મૂળ એકમેકમાં રહેલાં છે. તેઓને એક બીજાં સાથે અતલગનો સંબંધ છે. એ પાંચ તત્વો એકઠાં થવાથી આપણું આ હાડકાં, ચામડાં, ને માંસનું શરીર બનેલું છે, જેને સ્થૂળ-દેહ કહેવામાં આવે છે. અને એ હાડકાં ચામડાંના દેહે આખા જન્મારામાં મેળવેલા અનુભવની જે કાંઇ યાદદાસ્ત રહી જાય છે, અથવા સ્મૃતિ રહી જાય છે, તેને વાસના-દેહ કહે છે. જ્ઞાન થવા માટે જે આપણામાં પાંચ ઇંદ્રિયો છે, તે પાંચે ઇંદ્રિયોએ પોત પોતાની પાંચ પ્યારીઓ કરી રાખેલી છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એવા પાંચ વિષય છે. અને એ આશક માશુકથી જે સાર ખેંચાય તે વાસના દેહ છે. આ સ્થૂળ દેહનો નાશ થતાં પાંચે પ્યારાંઓ ( તત્વો ) છુટાં પડી જઇ પોત પોતાના તત્વોમાં મળી જાય છે, એટલે આત્મા જ્યાંનો ત્યાં, અને બાકી શરીરમાંના જુદા જુદા ભાગો તે તો પોત પોતાના જોડીદારો સાથે મળી જાય છે. ત્યારે કહો, કે મૌત શું છે ? મૌત કયાં છે ? સૌ તત્વો પોતપોતાને ઘરેબારે ચાલ્યાં જાય, અને મૌલાબક્ષનો આત્મા જે ખરેખરો મૌલાબક્ષ છે, તે તો જ્યાંનો ત્યાં રહી જાય છે. પાણીમાં ખળભળાટ થવાથી ઉત્પન્ન થયેલો પરપોટો, પાણી શાંત પડે ત્યારે પાછો પાણી રૂપ થઇ જઇ જળમાં સમાઇ જાય છે; તેમ ઉપર જણાવેલાં આપણાં શરીર મધેનાં પંચ મહા ભૂતોમાં યાને તત્વોમાં એ પરપોટા જેવો ખળભળાટ હમેશ થયાંજ કરે છે. તેમાં આત્માને કાંઇ ક્ષોભ નથી.

તે તો આનંદમાં સદૈવ હમેશાં મગ્ન છે. પાંચ તત્વોના મોજા હમેશાં ઉછળે છે, જેથી ભલભલા રાજા મહારાજાઓ પરપોટા મિસાલે પુટી ગયા છે, ને મૂળ તત્વ તો જ્યાં ને ત્યાં સમાઈ ગયું છે.

રાવનકે સમ બાવન વીર, રહ્યો ન ગયો સો ભયો કહે નીકો,
શેષ સુરેષ મહેશ ગનેશ, સબે ચલિ જાઇ તો ઓર રહીકો;
કાલ કરાલકે આનનમેં સબ, જાય ધુવે અરૂ ખાય અમીકો,
ચેતકે હેત કરો હરિસેં, જો ગઇ સો ગઇ અબ રાખ રહીકો.

તપાસ કરતાં એટલું તો નક્કી થયું છે, કે મોત જીવન એ સઘળો ખોટો ભાસ છે. માત્ર વહેમ છે. નથી કાંઈ પેદા થતું કે નથી કાંઈ નાશ પામતું. ખરેખરી કાંઈ નવીન વસ્તુ પેદા થતી હોય, તો જેમાંથી તે ઉત્પન્ન થાય તેમાં કાંઈક ઘટાડો થવો જોઇએ. પણ તેમ નથી. બ્રહ્મ તો સઘળું જેમનું તેમ છળાછળ ભરેલું ને ભરેલુંજ છે. વહાણના શઢનાં પવન ભરાયાથી તે ફુલે છે જેથી વચમાં તે વધેલું જણાય છે, પણ તેના મૂળ વિસ્તારમાં કાંઈ ફેર પડતો નથી, અથવા જે જગાએ તે શઢ બાંધેલો છે ત્યાંથી તે ફુલીને વધતો નથી. ત્યારે માણસનું પેદા થવું, અને તેનું મોત નિપજવું, તથા મોત માટે અફસોસ કરવો જેમ મિથ્યા છે, તેમજ આપણું ન્હાનું બાળક મરવા પડયું હોય છે, અને તે મરતી વખતની જે તાણતોડ કરે છે, તે જોઇને આપણાં કાળજાં ચિરાઈ જાય છે, કે બાપડાં એ ફુલ બચ્ચાં ઉપર કેવી જફા!

આસમાં! હાય! દે ન ગમ, નાકમેં આયા હય અબ તો દમ.
આસમાં! ન દે ગમ!

એ પણ મિથ્યા છે. પરમેશ્વરના હુકમ વગર એક પાંદડું પણ હાલતું નથી. પળનો કોઇનો ભરોસો નથી. ચટ ને પટ તમને જમ આવી ઉપાડી જાય, તોએ તમે કોઇની સાથે શરત પણ નાખી શકો, કે; “હું આજ રાત્રે કદિ નહીં મરૂં!” ખચિત્ત, કદાપિ તમેજ જીતશો. પરંતુ તમને શરતમાં હરાવવાને ખાતરજ કાંઇ પરમાત્મા તમને ઉંચકી લેતો નથી. કેમકે તમારૂં યકીન, શ્રદ્ધા, ઇતબાર, અને ઇચ્છા ઇશ્વર વિષે સંકોચિત થયેલ છે. તમારૂં ઇમાન પીર પેગંબરો વીશે શંકાશીલ હોવાથી મહમદ પેગંબર, કે જીસસ ક્રાઇસ્ટ, કે અશો જરાથુસ્ત, કે રામરાજા, કે ગૌતમ બુધ્ધ અજે ખરેખર પોતેજ આવીને તમારી આગળ ખડા થઈ જાય, તોએ શું તમે યકીનથી માનશો, કે ખરેખર તેઓજ છે? નહીંજ. એ સિધ્ધાંત ઉપર જો મજબુત શ્રધ્ધા હોય તો આવી હાય મારવાની ઘડી તમને ધ્રુજાવી શકશે નહીં. વખત ઉપર સબુરી પકડો, વખત તમારો કાળો કાળ જેવો કહેર પણ સમાવી આપશે.

જલ માંહી ડુબે નહીં, જરે ન અગને દેહ;
ચલે કુપ પર ના ગીરે, જહાં કુદરત રછા લેહ.

મરણુની છેલ્લી ઘડીએ આપણુને કેવું લાગશે તેનું જ્ઞાન આપણે મેળવ્યે, અથવા મરતી વખતે વેદના થશે કે કેમ તે વીશે ફીલસુફોના મત આપણે જાણ્યે તો ખાત્રી થશે, કે મરનારની તાણુતોડ જોઇને હેબતાઈ જવું એ પણ મિથ્યા છે.

કબીર સુછમ સુરતકા, જીવ ન જાણે જાલ;
કહે કબીરા દૂર કર, આતમ દ્રષ્ટે કાલ–
પ્રાન પીંડકુ તજ ચલા, મુવા કહે સબ લોય;
જીવ છતા જામે મરે, સુછમ લખે ના કોય.

"લંડન ટાઇમ્સ" માં થોડા વખતની વાત ઉપર મોટી ચકચાર ચાલી હતી. જેઓ મરણ કાંઠે આવીને પાછા સાજા થયા હતા તેઓએ પોતાના જાણવાજોગ અભિપ્રાય એ ચકચાર દરમ્યાન બહાર પાડયા છે. એવો એક અભિપ્રાય પ્રોફેસર જે. ક્રુકવીલસને જણાવ્યો છે, કે મરતી વખતે કાંઈ વેદના થતી નથી.

ડાકટરો આપણુને કહે છે, કે માણસને મરતી વખતે કાંઇ વેદના થતી નથી, કારણ કે તે વખતે તે બેભાન હાલતમાં હોય છે. એ વાત ઘણાંઓ માનતાં નથી. ડાક્ટરો માત્ર મન મનાવવા એ પ્રમાણે કહેતા હશે એમ તેઓ ધારે છે. પણ ડાકટરોનું એ કહેવું ખરૂં છે. તેનો ન ધારેલો પુરાવો મને બાર વરસની વાત ઉપર મારા પિતાના સંબંધમાં મળ્યો હતો. ઘણાક માણસો મરતી વખતે છેલ્લી ઘડીએ દમ લેવાને ઘણી અછાડપછાડ કરે છે, અને ખુબ ગુંગળાઇ જતા જણાય છે. તેઓની એ વેદના જોઇને તેઓનાં સગાં વહાલાંઓના જીવ બળીને ખાક થાય છે. પણ ડાકટરો કહે છે કે, મરવા સુતેલાં માણસને પોતાને તો કશીએ વેદના થતી નથી. મારા પિતાને લગતા અનુભવ ઉપરથી ડાકટરોનું એ કહેવું ખરૂં જણાય છે.

૮૮ વરસના ડોસાની છેલ્લી ઘડી. મારા પિતા ૮૮ વરસના બુઢા પણ તંદુરોસ્ત હતા. તેવણુ ઇનફ્લુએનઝાની બિમારીથી પટકાઇ પડયા, અને તેના પરિણામમાં હૃદયની ગતિ બંધ પડવા લાગી. છેલ્લા તબક્કા ઉપર આવી પુગતાં મારા પિતાનો દમ ઘણીજ મુશકેલીથી ચાલવા લાગ્યો. તે વખતની તેમની અછાડપછાડ જોતાં અને જબરી મુશકેલીએ ચાલતા દમના ધુંધવાટા સાંભળતાં અમને બહુજ દુ:ખ થવા લાગ્યું. પણ ડાકટરો અમને સધિયારો આપવા લાગ્યા, કે તમારા બાવાને પોતાને તો કશીએ વેદના થતી નથી.

હે **મોલાબક્ષ** ! તેં જ્યાં સૂધી આ મારૂં ને પેલું મારૂં એમ માન્યું છે, ત્યાં સૂધીજ મોતનું દુ:ખ, દર્દનું દુ:ખ, શત્રુની સતામણીનું દુ:ખ, કેદમાં પડયાનું દુ:ખ, વગેરે સર્વ દુ:ખ તેં "હું પણા" ને લીધે માની લીધેલું છે, બાકી દુ:ખ છેજ નહીં. હું પણું એટલે અભિમાન નહીં, પણ હું–હું; અને મ્હારૂં–મ્હારૂં એવો મમત્વ કર્યા કરવો તેનું નામ હુંપણું છે. આ તો મારૂં શરીર. આ તો મારા લાભ માટે કરવાનું.

આ શત્રુ તો મને નુકશાન કરનારો છે માટે તેને મ્હારે મારવાનો છે. આ બાપ તો મારો, આ બાયડી તો મારી, આ લકવાનું દર્દ તો મારૂં, આ ખહી રોગ તો મારા દીકરાને થયો, આ આબુ તો મ્હારી, આ વતન તો મારૂં, આ હકક તો મારો, એમ મારો–મારો–ને મારો કરવાથી તે મારી ગણેલી ચીજનો જ્યારે નાશ થાય, મારી ગણેલી મીલકત ને દૌલત ફના થાય ત્યારે દુઃખ કેમ ન લાગે? હા, બધાં કહે છે તેમ તું પણ જરૂર કહેવાનો, કે "પડેગા સો બુજેગા. જીસ પર બીતી હો યેહ વોહી જાણે, જોકે બી દર્દ હો વોહ કયા જાણે? જેના ઉપર વિત્યું હોય તેજ તેનું દુઃખ તો જાણે, જે કોઇ દુઃખ વગરનો હોય તે દુઃખીની વાત કયાં જાણે છે? મારૂં–મારૂં કર્યા વગર સંસાર ચાલેજ નહીં." પણ તેનો જવાબ એટલોજ છે, કે,

"જવું જીવ એકલાં તારેરે, મળે કોણ સાથી તે વારે!
મિથ્યા જગતમાં તું શીદ મોહ્યો? આ નથી ઠરવાનું ઠામ;
અવસાને તારે કામ ન આવે, ગામ, ગરાસ કે દામ.—જવું.
મૃત્યુ ન મૂકે રંક કે રાણા, કાળની ફાળ વિશાળ;
ઝડપી લાશે જોતાં જોતાં, વૃદ્ધ યુવાન ને બાળ—જવું.
સંપત્તિ ભેગી કરી ભરી રાખી, સંચ મન્જૂસ મોઝાર;
જુદાં પડતાં જીવ ને કાયા, તારી ન જાણુ લગાર—જવું.
મારી નારી ને બાળક મારાં, સગાં સહોદર ભ્રાત;
તારાં ખરાં પણ ખોટાં અંત્તે, જીવ જતાં સાક્ષાત.-જવું.
પૃથ્વી નથી થઇ કોઇની પૂર્વે, તાણી જોને નેટ;
અણુચિંતા ચાલ્યા ઠાલા માલા, વૈભવ વા કરી વેઠ—જવું.
છળ ભેદથી છેતરે કોઇ દુજને, કોપી કરે અતિ ક્રોધ,
ઠગ પોતે તું પોતાને ઠગે છે, શઠ તે કરે નહિ શોધ!—જવું.
ધનનું બળ લવલેશ ન ચાલે, વૃથા વડાઇ ને કુળ;
સ્મશાન ભુમિમાં સુવું સરવને, અંતે ધૂળની ધૂળ.-જવું.
સત્યાભાસને સત્ય તું માને, ભાગે શી રીતે ભૂલ!
કાચી કાયા ઊડી જાશે, જેમ અરકનું તુલ–જવું.
બે ઘડી બેશી નિરાંતે વિચારે, સત્ય સ્વયંભૂ સ્વરૂપ;
લાભ શિરોમણિ તે જન પામે, છોટાલાલ અનુપ.-જવું."

ભલી ભલાઈમાં, સૌને મોઢે ભલું પોકરાવી સ્વર્ગે સિધારેલાં વ્હાલાંઓ માટે ના રડો. એક કરોડપતિ બાપનો ચુર્થીનસ નામનો એકપુરો બેટો, જે તેની બંજાવર દોલતનો વારસ હતો, તે એકાએક મરણ પામ્યો. તેને વહેમ ગયો, કે તેને કોઇએ દગાથી ઝેર દઈ મારી નાખ્યો હશે. એવો વિચાર કરીને બાપ બહુ શોક કરી ખુદા પાસે બેટાનાં સેદભર્યાં અને એકાએક નિપજેલાં મરણનો ખુલાસો માગતો, કે તેને કોણે મારી નાખ્યો હશે? એ ખુલાસાની આશામાં તે પોતાનાં

પવિત્ર ધર્માલયમાં જઇ સુતો. રાત્રે સ્વપ્નામાં તેણે પોતાના બાપને જોયો અને બાપ આગળ પોતાનું દુઃખ રડયો. બાપે કહ્યું; ત્હારો છોકરોજ એ બાબતનો તને ખુલાસો કરશે. એમ કહી સ્વપ્નામાંજ પેલા મરનાર છોકરાને રજુ કીધો, ને છોકરાએ પોતાના બાપના હાથમાં એક ચોપડી આપી, જેમાં દેવતાઓ તે દુઃખી બાપને જણાવે છે કે; " માણસો પોતાના અજ્ઞાનપણાને લીધે વ્હાલાંઓના મરણ માટે ભુલભર્યો વિચાર કરે છે. મોતે ત્હારા છોકરાને સુખી કર્યો છે. અમે તો ચુથીનસને નસીબદેવીથી આશિર્વાદ પામેલો જોઇએ છિયે. મોત તેને અને ત્હારે બેઉને માટે ભલુંજ છે. " હે ભાઇ ! કોર્ટ દરબારનું તેડું આવે છે ત્યારે તમે રડીને કલ્પાંત તો કરતા નથી ? ઉલટા રાજાનાં તેડાંને આવકાર આપી ખુશી થતા તેની પાસે જાવ છો, અને તમારૂં ઘર તે તેડાં માટે મગરૂરી ને મોટાઇ માની ખુશ ખુશ થાય છે; તો પછી રાજાઓના રાજા પ્રભુ રાજાનું નોત્રું આવતાંજ તમારા ઘરમાં રૂદન ને જારી કાં થવાં જોઇએ વારૂ ? વળી હાકમ દરબારમાં તેડી તમાચા મારે તોએ તમારે તે ખમવા પડે છે. કાંકે હાકમ લોઢાંના ચણા ચવાડે તો ચાવવા પડે છે. દરબારની વિપત્તિથી જ્યારે સર શેવટે તમે કંટાળો છો ત્યારેજ કહો છો કે, મોતનું તેડું ભલું, પણ રાજાનું તેડું બુરૂં. આવી રીતે ઘણાઓને અમથો દુઃખી હોવાનો શોખ હોય છે. ઘરમાં ગાડી ઘોડા છતાં અમસ્થો બળાપો કરવામાં મોજ માને છે, કે હવે જીવવામાં મજા નથી ! મર્યે તો સારૂં ! મ્હારે જીવતરે કોઇ ના જીવતું ! વળી ઘણાઓને કરૂણારસિક અહેવાલો, દયા ઉપજાવવાજોગ નવલકથાઓ, બળાપાઓર ગાયનો, રડવું આવે એવા નાટકો, અને દુઃખી દાસ્તાંનો વાંચવા, સાંભળવા, અને જોવા ઉપર ઘણો પ્રેમ હોય છે. કરૂણારસિક, દુઃખી, અને સંકટોથી ભરેલાં પાત્ર શિવાય નવલ કથાઓ અને નાટકો કોને પ્રિય લાગે છે ? માણુસ માત્રની આ દુઃખી લાગણીની પ્રજવલ્લતા છે. વળી પાછા તેઓજ કોઇ વ્હાલું મરણ પામે છે ત્યારે ધર્મનાં ફરમાન વિરૂધ્ધ જઇને પણ રડવા મંડી જાય છે.

બખત પર ચુકે નહીં, સત ગુરૂકા ફરમાન;
કાહે મન લાલચ કરે, મોહ માંન ગુમાન.

આવી રીતે ઘડીમાં મોત માગો, ને ઘડીમાં નાન માગો, આવી સ્થિતિજ તમને પજવે છે. મોત પાછળ રડીને તમે તમારાં મુએલાં વ્હાલાંઓ ઉપર જુલમ ગુજારો છો. ત્હમારાં મુએલાંઓનો માર્ગ વધુ ને વધુ બિકટ બનાવો છો. અરદા-વિરાફ કહે છે, કે ભૂવનો ઉપરની મ્હારી સફરમાં એક ગમ સરોશ અશો અને આદર ઇજદે મારો હાથ પકડયો અને ત્યાંથી હું આગળ ચાલ્યો. હું એક જગ્યા આગળ આવ્યો, અને મેં એક મોટી ભયાનક દોજખના જેવી અંધારી ગાર નદી જોઇ. તે નદી આગળ ઘણાં રૂવાનો અને ફરોહરો હતાં. કેટલાંકો તે નદી પાર કરવાને અશકત હતાં, અને કેટલાંકો ઘણી મુશકેલીથી પાર કરતાં હતાં, અને કેટલાંકો

ઘણી સહેલાઇથી પસાર કરી જતાં હતાં. મેં પુછયું કે, "આ નદી કઇ ? અને આ લોકો કોણ છે, કે જેઓ ઘણાં દુઃખી થઇને ઉભાં છે ?" સરોશ અશો અને આદર ઇજદે કહ્યું કે, જે માણસો મુઆં પાછળ પોતાની આંખોમાંથી આંસુ પાડે છે અને રડે છે તેની આ નદી બનેલી છે. આ આંસુઓ તેઓ ખુદાની આજ્ઞા વિરૂધ્ધ પાડે છે અને તેનો આ નદીમાં પુર આવે છે. જે લોકો પાર કરવાને અશકત છે, તે તે લોકો છે, કે જેઓને માટે તેઓના ગુજરવા પછી રડાપીટ અને કકળાટ કરવામાં આવે છે. અને જેઓ સહેલાઇથી પાર કરે છે તેઓને માટે રડારોડ ઓછી કરવામાં આવી હતી. તું પૃથ્વિનાં લોકોને કહેજે, કે તમો મોતમાં ગેરકાયદે રડાપીટ કરશો મા; કારણ કે આટલી બધી હલાકી અને સખતી તમારાં ગુજરેલાંઓને ખમવી પડે છે. એટલા ઉપરથી જણાશે કે; " મોતના બનાવો પોતેજ કાંઇ દુઃખદ નથી. આપણેજ તેમને પોશાક પહેરાવીને દુઃખદ બનાવ્યે છિયે. આ સિદ્ધાંતના ટેકામાં એક દાખલો લઈએ. ધારો, કે બે સગા ભાઇઓએ એક શાહુકારને ત્યાં નાણાં મુકયાં છે. અને તે શાહુકાર ભાગે છે ને દેવાળું કાઢે છે. મ્હોટો ભાઇ આ ખબર સાંભળી નિરાશા, દિલગીરી, અને કંટાળામાં ગુમ થઇ જાય છે; જ્યારે ન્હાનો ભાઈ પેલા શાહુકારના દેવાળાંની ખબર સાંભળતાંજ બોલી ઉઠે છે કે, વારૂં ! પૈસો ગયો. ગયો તો ગયો, પણ હવે ઉદાસી કાંઇ તેને પાછો નહીં લાવી આપે. ઉદ્યમ અને ખંત કદાપિ લાવી શકશે. એણે બેવડા ઉત્સાહથી કામ કરવા માડયું, અને કેટલેક વખતે અસલ સ્થિતિ કરતાં વધારે સુખી સ્થિતિ પ્રાપ્ત કરી. એ વખતે પેલો મોટો ભાઈ તો દુઃખોને રોતો દરિદ્રતામાંજ સબડયા કરતો હતો. તે નસીબનો દોષ કહાડતોજ રહ્યો, અને દેવાળાંના માઠા બનાવને ગાળો ભાંડતોજ રહ્યો ! જે માઠા બનાવથી નાનો ભાઇ વધારે સુખી બની શકયો, તેજ માઠા બનાવનું રમકડું મોટો ભાઈ બન્યો ! ખરેખર, એ બનાવમાં સુખ કે દુઃખ આપવાની શકિત ન હોતી, પણ એના ઉપર સુખી કે દુઃખી કપડું પહેરાવનારી જેની તેની માન્યતાજ તેમનાં સુખ દુઃખના કારણ રૂપે હતી. જો ખરેખર **બનાવમાંજ** સુખ કે દુઃખ આપવાની શકિત હોય, તો દેવાળાંનો બનાવ બન્ને ભાઇઓના સંબંધમાં એક સરખો સામાન્યજ હતો, તેથી બન્નેને સુખ કે બન્નેને દુ;ખ એક સરખી રીતે થવું જોઈતું હતું. પણ જુદા જુદા જીવોને એકજ બનાવ જુદાં જુદાં પરિણામ આપનારો દેખાય છે. એટલાજ ઉપરથી સિદ્ધ થાય છે, કે **બનાવો**માં સારા નરસાપણું નથી, પણ જેમના ઉપર બનાવો બને છે, તેમના પોતામાંજ યાને તેમની કલ્પના શકિતમાંજ તે છે. તે તરંગી મન દરેક બનાવને દીલપસંદ પોશાક પહેરાવે છે, અને પછી તેને સુખ કે દુઃખ એવું નામ આપે છે.

જૂઓ. કોઇ માણસને પાંચ રૂપરડીનો સરકાર દંડ કરે છે, તો તેને એવી ચકુનમ લાગી જાય છે, કે તે સંકોચને લીધે દુન્યામાં કોઇને મોઢું એ બતાવતો નથી.

એટલું બધું એકને દુઃખ લાગે છે. જ્યારે બીજાઓ કેદખાંનાને પણ ઘર બરાબર ગણીને મજાથી કામકાજ કરે છે. પ્રસિદ્ધ ફ્રેન્ચ ખગોળશાસ્ત્રિ બેલી અને લેવોઈસ્યર જેવા ચુનંદા રસાયન શાસ્ત્રિઓ, એ બન્નેને તેઓની વિદ્વતા માટેજ શૂળી ઉપર ચઢાવવામાં આવ્યા હતા. પણ તેઓ હસ્તે મુખડે શૂળીએ ચઢયા હતા ! તેમને કંઇ લાગ્યું નોહતું. લેવોઇસ્યરને શૂળીએ ચઢાવવા લઇ જવામાં આવ્યો ત્યારે તેણે થોડા દહાડાની મહેતલ માગી. એમ કહીને, કે કેદખાનામાં તેણે રસાયનની ઉત્તમ ! શોધ કરી છે, તે હવે સંપૂર્ણ કરવાને થોડાજ વિલંબ છે. કેવો ઠંડાં કાળજાંનો ! પણ જડજોએ તેને કહ્યું :– "ફ્રેન્ચ રીપબ્લીકને ફીલસુફોની જરૂર નથી !" આ ઉપરથી જણાશે, કે સાધારણ લોકો દંડાવાથી પોતાને દામીજ માની લઇ દેશવટો લે છે, પણ જો કેદની શિક્ષા થઈ હોય ત્યારે તો તેઓને એવું દુઃખ થાય છે, કે જો ધરતી ફાટીને જગા કરી આપે તો જાણે તેમાંજ ખોસાઇ જાય. અને કેટલાકો તો ગમ, શોક, તથા દિલગીરીને લીધે કેદખાંનામાંજ તવાઇ સોસાઇને મરી જાય છે, અગર કેટલાકો અપઘાત કરે છે. જ્યારે એકજ બનાવ એકને મનથી નજીવો લાગે, અને બીજાને મનથી પહાડ તુટી પડયો હોય એમ લાગે છે, ત્યારે દુઃખ અને સુખની ખરી હયાતિ હોય તો તેની અસર તો સર્વ ઉપર એક સરખીજ થવી જોઇએ, પણ જ્યારે તેમ થતું નથી ત્યારે એમજ કહેવું પડશે, કે દુઃખ સુખ એ સૌ જેના તેના મનથી માની લેવા ઉપરજ રહેલું છે. આપણો દેહ, આપણો પ્રાણ, અને આપણો આત્મા એ ત્રણેવ જૂદા જૂદા છે. ત્યારે સુખ દુઃખ ખરૂં કોને લાગવું જોઇએ ? આ પ્રશ્ન બહુ મહત્વનો છે. ઘણાકો માને છે, કે મોત એ તો દુઃખનું ઢાંકણ છે.

કોઇને પ્રાણાંત શિક્ષા કરવાની હોય, તો તે એમ કહે છે કે; મારા હાથ પગ વિગેરે ઇંદ્રિયો કાપો, પણ મારો પ્રાણ બચાવો. માટે ઇંદ્રિયો કરતાં આપણો પ્રાણ પ્રિય છે એમ જણાય છે. અને પ્રાણથી પરમ શ્રેષ્ટ પોતાનો આત્મા અતિશય પ્રિય છે. કેમકે કોઇ પુરૂષ કોઇ નિમિત્તથી કહે છે કે; "મારો પ્રાણ જાય તો હું ઘણો સુખી થાઉં !" એમ કહેવાથી દેહ, ઇંદ્રિયો, અને પ્રાણથી પણ જુદો સુખરૂપ હું, જે આત્મા છે, તેને આપણે સાચવવા માટે સુખ દુઃખની કાંઇ દરકાર કરતાં નથી. કેમકે આફતની વેળાએ, જીંદગીની દુઃખી સાંજે, ભવિષ્યનાં મીનોઇ સુખોની મજબુત આશા, દુન્યાંનું ભલું કરવાની ઉમેદ, આપણા આત્માને શાંત તાજગી બખશી, સર્વેથી તિક્ષણ જખમોના ઘા રૂજવવા સાથે, મોતના ભયંકર દેખાવોને સુંદર રૂપમાં રજુ કરે છે. માટે મોલાબક્ષ ! ત્હારે ત્હારા આત્માને જો સુંદર રાખવોજ હોય તો બીજાં દુઃખીઓનું ભલું કર, ને ત્હારાં દુઃખોને ગટરમાં ફેંકી દે. ભલા કર ભલા હોગા. ભુંડાંના માગનારનું ભુંડુંજ થાય. The deity will destroy that injure others. દાનાવ લોકોના મત મુજબ આ સંસાર તરેહવાર જાતની પીડાઓ

અને ચિંતાઓથી ભરેલો છે, માટે મોતને દુઃખ ઉપર ઢાંકણું વળેલું સમજી

સેતાએશે પજદાંન હમી પીશે કુન,
કે રૂઝે ગુજર કરેહન અંદીશે કુન.
બેતર્સ અઝ ખુદા ઓ મ આઝાર કસ;
રહે રસ્તગારી હમીન અસ્ત ઓ બસ.
મ આજાર મુરી કે દાંને કશસ્ત;
જાંન દારદો જાંને શીરીન ખુશસ્ત.

આ સંસારની મુસાફરી દરમ્યાન દરેક ડાહ્યાં માણસની ખરી ફરજ એ છે કે; ખુદાની બંદગી કરવાના કામનેજ પોતાનો ખરો ધંધો ધાપો ગણવો, અને એ સંસાર તજી દઇને પેલા ભવ તરફ સેવટે જવુંજ પડશે, તે વિષેનો અંદેશો હરદમ પોતાના દીલમાં રાખીને તે ખુદાતાલાથી દર પળે બીતા રહેવું. અને કોઇ પણ શખ્સ અથવા કોઈ પણ પ્રાણીને કોઈએ પ્રકારની ઇજા કરવી કે દુઃખ પહોંચાડવું નહીં. બેઉ જેહાનની જંજાળથી દુર થઇને ખરી સુખી હાલત ભોગવવી હોય તો એજ ખરો રસ્તો છે. એક ન્હાની કીડીને પણ દુઃખ દેવું નહીં જોઇએ. સબબ કે તે કીડી પણ જીવ ધરાવે છે, અને તે જીવ તેને ઘણોજ મીઠો અને વ્હાલો લાગે છે. રામનું ધનુષ્ય, પરશુરામની કોવાડીના ઘાટની ફરશી; ઇંદ્રનું વજ્ર; વિષ્ણુનું સુદર્શન ચક્ર, એ સર્વ જેટલું રામ, પરશુરામ, ઇંદ્ર, અને વિષ્ણુને વ્હાલું હતું, તેવીજ તુચ્છમાં તુચ્છ પ્રાણીને પોતાનો પ્રાણ વ્હાલો છે. આજે બીજાંની પડતી છે, તો કાલે ત્હારી છેજ. સેળડીનો સાંઠો પુછડાં સુધી મિઠો ના હોય. માટે સારા વખતમાં કોઇના જીવને દુઃખવીશ નહીં.

યક તૌર પે રહતા હય નહીં રંગ જહાંકા,
હય કબ્ર કભી ઔર કભી ગોદ હય માંકા.
યકસાં હય નહીં હાલ કીસી પીરો જવાંકા,
હય તીરકી સુરત કભી નકશા હય કમાંકા.
ગુમનામ કભી ઔર કભી નામો નિશાં હય,
તાબુત કભી ઔર કભી તખ્તે રવાં હય !

ઓલમાઓએ એકજ પુરશેશ પાશુખમાં આ સર્વ સાર સમજાવી દીધો છે.

સવાલ :—કિયાં કામ કરવાથી પોતાની આખી જીંદગી નચિંતાઇમાં ગુજારી શકાય ?

જવાબ :—ગુનાહથી બીએ, અને જે કંઇ આફત આવી પડે તે પર કદી દિલગીર થાય નહીં, ને બોલે કે " ખુદા ! આવતી બલા દફે કર !"

હે મૌલાબક્ષ ! બારે દહાડા કાંઈ સરખા જાયે છે ? બારે દહાડા કોઇના સરખા ગયા છે ? બારે દહાડા કોઈના સરખા ગયા નથી. માટે ગમખારી અને ગમગીનીના વખતે જે મુદ્દો પકડવો જોઇએ તે એટલોજ છે, કે ગમે એવી આફત આવી પડી કાં ન હોય, તોએ **મન વિસરામણ** કરવાનો કોઇ પણ હુન્નર અજમાવ. કાંઇ પણ

નજીવામાં નજીવી વાત ઉપર ત્હારૂં ધ્યાન ખેંચી દે. કાંઇ ભાંગ ફોડનું કામ પણ ત્હારાં દુઃખાયેલાં દિલને બીજી બાજુએ દોરવી લઇ જશે, અને દુઃખદાયક બનાવ જ્યાં બન્યો હશે તે સ્થળને દુર કરશે. **ડૉમીશ્યન** પોતાનાં સાહસિક કામો ઉપરાંત સંકડામણના વખતમાં ગમગોશારી કરવા સારૂ માખીઓ પકડતો હતો, કે જેથી બનેલો ગમખાર બનાવ યાદ આવ્યા નહીં કરે.

મેશીડોનના રાજાનો એજ ચાલ હતો, કે રાજ્ય ખટપટથી કંટાળવાથી તે કાંઈ અશાંત્ત અને આભરી ગાભરી હાલતમાં હોય ત્યારે ફાનસો બનાવવા મંડી જતો. તેમજ મુશકેલ સ્થિતિમાં ફ્રાન્સનો રાજા તાળાં બનાવવામાં રોકાતો હતો. જ્યારે સંસારી જંજાળોથી કે રાજદ્વારિ ખટપટથી કે મોત કિંવા માંદગીથી માણસ કંટાળી જાય, ત્યારે જો કાંઇ પણ કારીગીરી કે મજુરી વટીક ઉપર તે ધ્યાન લગાડે, તો તેને ઘણો ફાયદો થાય છે. **લૉર્ડ બ્રુમ** એમજ કહેતો કે; તે માણસ સુખી છે, કે જેને કાંઇ પણ એક કરી રાખેલો વ્હાલો છંદ હોય. તે **બ્રુમ** પોતે સાહિત્યથી કંટાળે તો ચશમા ગોઠવવા ઉપર ચિત્ત લગાડતો, ને ઇતિહાસથી થાકે તો સંસારિક બાબતો ઉપર મન લગાડી, દુઃખ વિસરાવતો. મી૦ ગ્લેડસ્ટન જ્યારે મનની બેચેની અને રાજખટપટની અશાંત તથા દુઃખદ સ્થિતિમાં આવી પડતો ત્યારે ઘેરે જઇ છોકરાં બચ્ચાંને ખાંધે બેસાડી માત્ર ન્હાનાં બાળકો સાથે ખાંધઘોડી-દાવ રમતો. કહેવાની મતલબ એ છે, કે બળાપા, સંતાપ, ગમગોની અને એવાજ દુઃખદ બનાવો જેમ બને તેમ મનથી વિસારવાની અને નજર આગળથી દુર કરવાની ટેવ રાખવી. વળી દાનાવોએ અનુભવ સિદ્ધ કર્યું છે, કે વિપત્તિના વખતમાં સાથી સરસ વિસરામણ તો ઇશ્વરનું ભજન છે. જેણે ભગવાન ભજ્યા તેણે ભીડ ભાંગી, એવી કહેતી છે. માટે

ભજ મનરે ભજ રામ,
દુનીઆ ભુલાએકે—ભજ મનરે.
જીવન થોડા, રસ્તા બીકટરે;
જપ હર પલ હર નામ—ભજ મનરે.
ભોગકો છોડ, જોગકો લેના;
કઠન કઠન રે એહ કામ—ભજ મનરે.

મોટા મનના પુરૂષોમાં, મુશકેલીના કે સંતાપના વખતે ધીરજ હોય છે, તવંગરીમાં મધ્યમપણું હોય છે, લડાઇમાં હિંમત, સ્વભાવમાં મિઠાસ, બોલવામાં ફસાહત, માન મેળવવામાં સારી તદબીર, અને અભ્યાસ કરવામાં ઉદ્યોગ હોય છે. એ ગુણો ખરા કુદ્રતી હોવાથી તેઓ સંકટ સમયે અકળાઇ જતા નથી. પરંતુ જેઓનાં મન સાંકડાં ને સંકોચાયેલાં હોય છે, તેઓનેજ જરા જેટલાં દુઃખનો મોટો મસ આંચકો લાગી જાય છે. જેમ ગુદા ઇંદ્રિ સો વખત ધોવાથી પણ ઉત્તમ સુગંધીદાર કે અડકવા યોગ્ય ઇંદ્રિ બનતી નથી, જેમ દુર્જનને સજ્જન કરવાનો કોઇ ઉપાય આ પૃથ્વિમાં નથી,

જેમ સીધી બાઇનો ચહેરો ઉજળો કરવાનો કોઇ પણ સાબુ હોતો નથી, તેમ કાંકણા સ્વભાવના ધ્રુજરા, બાયલા, હિચકારા, નર્વસ, અને રડતી સુરતના આદમીઓનાં દુ:ખ ઓછાં કરવાને કોઇ પણ દિલાસો મળી આવતો નથી. માટે હે માલામીયાં ! જે વખતે જે બનાવ બને તે ખમી લઇ સારૂંજ વમાસીને દુન્યાં સાથે ઘસડાયા કરો. મૈયત ને રૂવાનો પણ ઉઠાવો, શાદી શામશની પણ કરો, મગર રીવાજી દુ:ખ અને રીવાજી દિલાસાની કાંઇ જરૂર નહીં રાખો. હિંદમાં આજે પણ રીવાજી દુ:ખના રીવાજી દિલાસા ચાલુ હોવાથી એક રાજાની ૯૦ વરસની બપાઇ મમાઇ મરે તોએ બીજા રાજવાડાઓ એક ગમથી **દુ:ખવટો** મોકલવાનો ચાલ રાખે છે, ને બીજી ગમથી તેજ દહાડે પોતાના રાજ્યમાં તો ધૂમધામ કરે છે. માટે જ્યાં ખરી માહુતમ લાગે ત્યાં ખરૂં સુખ ના સમજો, ને ખરી ધૂમધામ જુઓ ત્યાં સૌ સુખી ને સૌ સારૂંજ છે એમ ના માની લો. કેસુડાનાં ફૂલ રંગે તો રૂપાળાં દેખાય છે, પરંતુ તેમાં સુગંધ બીલકુલ હોતી નથી, તેથી તેને ફુલ નામ છાજતું નથી. તેમ ઉપરથી રૂપાળાં અને સુખી માણુસ દેખાય તેના ભિત્તરમાં તો ચિત્તા (વાઘ) જેવી ફીકર હોય. ચિતા (ચેહ) જેવી ધાસ્તી હોય, અને ચિંતા જેવી ડાકેણ જેમાં વસતી હોય તેને "**સુખી માણુસનું**" નામ છાજતું નથી.

જો અશરતેં આ કર મિલી, તો વોહબી કર જાના મિયાં,
જો દર્દ દુખ આ કર પડે તો વોહબિ બર જાના મિયાં;
હાં સુખમેં યા દુ:ખમેં, ગરઝ હાંસે ગુઝર જાના મિયાં,
હાં ચાર દિનકી જીંદગી, આખિરકો મર જાના મિયાં.



# દિલાસા પત્ર ૧૯ મો.



"There's many a sorrow
Would vanish to-morrow,
Were we not willing to furnish the wings:
So sadly intruding,
And quietly brooding,
It hatches out all sorts of horrible things."

વ્હાલી ચંદા ! બંધુ ચંદ્રસેન ! સ્ત્રીને માટે પતિવૃત અને પુરૂષને માટે પત્નિ પ્રેમ આ બેની જ્યાં ગેરહાજરી હોય ત્યાંજ દુ:ખ છે. વિફાળ અને વઢકણી, માથે છેડો મુકી ફરનારી ઓરતથી પતિનાં કાળજાં કેવાં ચિરાઇ જાય છે તે તો જેઓ

ઘરની ભાર્યાના દિન ઉગે ઉભા થતા સંતાપથી હેરાન છે તેઓજ જાણે છે. ઓરત ઉપર પોતાના મરદ પ્રત્યે પડતાં દુઃખોની વરાળ તો તેણી પાડ પડોશમાં જઇને પણ બહાર કાઢી શકે છે, પણ મરદને મળેલી કુભારજાની હાયવાયનો સોલ્લો બહાર કાઢી નહીં શકાવાથી તે તો ગુંગળાઇ ગુંચવાઇનેજ હલાક થાય છે.

એક કંગાલ યા કુસંપી કુટુંબમાં બાયડીનો વાંક હોય, તોએ ઘણી વાર ભરથારનોજ તેમાં વટીક વાંક નિકળી શકે છે. બાયડી અજ્ઞાન હોય, યા ઘર ચલાવવાની તેનામાં આવડ નહીં હોય, યા ચાલની પાંસરી નહીં હોય, યા કામ કાજમાં બેફામ હોય, તો પ્યારથી, ધાકથી, ટેકાવથી, તેની તે ખામીઓ સુધારવાને ભરથાર શકિતવાન છે.

શશિ નિસ બન હરિ નર નરી, મુખ રદ શીશ મિફૂર;
ઇત્યાદિક ભા પરસ્પર, જિન ન્હી તિય પિય દૂર.

ચંદ્રમા અને રાત્રી એ બેઉની, તથા વન અને સિંહની, તથા નર ને નારીની, તેમજ મુખ અને દાંતની, ને મસ્તક અને બાલની, એ બેઉની શોભા પરસ્પર છે. એક વિના બીજાની શોભા હોતી નથી. માટે હે વિયોગ પામેલાં સ્ત્રી પુરૂષો! તમે અકેકથી વેગળાં રહેશો મા. ઘેરે ઘેર માટીના ચુલા હોય. મોટા પાદશાહો લાખો આદમ જાત ઉપર રાજ ચલાવી શકે છે, તો ઘરનો રાજો– ભરથાર પોતાની ઘરની રાણી અને રૈયત ઉપર રાજ ચલાવી નહીં શકે તો તેમાં તેનોજ વાંક લોકો કાઢે છે. બાયડીને પોતાના સરખા હક આપવા, તેને ઘટતા પ્રેમથી ચાહવી, તેનાં સુખને માટે રાત અને દિન કાળજી રાખવી, પુરસદનો વખત સઘળો તેની સંગાતે ગુજારવો, તેની નજીવી માગણીઓ બહાલ રાખી તેને રાજી કરવી, તેની નાજુકીને છાજતાં માન અને મિઠાસથી વર્તવું, તેની ભુલોને ખુલાસા અને ખાતર તશલીથી ભાંજવી, એ સઘળી ભરથારની ફરજો છે, અને ભરથારનાં સુખની એ કુંચીઓ છે. પણ, આ સર્વ તવાજો કરવા છતાં પણ ઘણીક નઠારી સ્ત્રીઓ આવા ધણીના વિનયથી તેને બાયલો ગણી બહારલતી થઇ ધણીને દુઃખ કરે છે. જે ધણી મહિને માસે પણ એક ઠોંસો, થબડાક, લાત મુકકી, કે ચાબુકનો સપાટો સ્ત્રીને નહીં લગાવે તે નામર્દો કહેવાઇ હિણાય છે. હાથી અને સ્ત્રીને અંકુશ તો જોઈએ, પણ ઘણી હલકી જાતિની સ્ત્રીઓને મહિને બે મહિને પોતાના બરઠા ઉપર ધણીનો હાથ ફેરવાવવા ગમે છે, જેથી તે છેડતી શોધીને પણ બાપડા ધણીને પજવીને પછી માર ખાય છે તોજ તેના જીવને કળ પડે છે. હે ચંદા! સાસરાની શૂળી સારી, પણ પિયરની પાલકી માઠી, એમ સમજીને રાત દહાડો રડમસ થયેલા ધંધાદારી ભરથારને ના સતાવ. સ્ત્રીની કાંચલી કાંઇ પુરૂષથી પહેરાઇ? તે વેપાર રોજગારમાં બહાર દેશાવર ગયો હોય ત્યારે ત્હારાં સુખને સારૂ શિયળ ગુમાવી તેને પજવીશ નહીં, પણ તેના ધંધામાં, અને તેની ફરજમાં તેને ઉલટ આપ. સંસારી દુઃખોમાં એજ દિલાસો છે.

ચંદ્રમુખી જે હાડા કુળની બાહદુર પુત્રી હતી, તે પટાયત ચંદાવત રત્ન સિંહ સાથે જે દહાડે પરણી તેજ રાત્રે ધણી રત્નસિંહને યુદ્ધમાં જવાની ફરજ પડવાથી લગ્નનું જરાએ સુખ ભોગવ્યા વિના લડાઇ ઉપર જવાનું ઠરવાથી તે પતિ ચિંતા કરતો હતો. લડાઇ ઉપરથી ઘડી ઘડી પોતાની પટરાણીને શિયળ સાચવવાની સૂચના કરાવતો હતો. ત્યારે તેણીએ કહેવાડયું કે; અમારા કુળમાં હાડી સતી સોન રાણી થઇ ગઇ છે તેવીજ હું છું. જે બનવાનું તે બનવાનુંજ, કદી ટળવાનું નહીં એ ખબ સમજજો.

ચાંદસે ચકોર ટલે, મેઘસેંભી મોર ટલે,
ચોરીસેં ચોર ટલે, દિલસે દિલદાર જો;
રોગીસેં રોગ ટલે, ભોગીસેં ભોગ ટલે,
જોગીસેં જોગ ટલે, કામીસેં નાર જો;
પરબતસેં મેર ટલે, ધનસેં કુબેર ટલે,
દિનકાભી ફેર ટલે, હો બુરા હજાર જો;
લેકીન યે શેહેરિયાર, માનો મ્હે એતેબાર,
**ટલે નહીં જીનહાર, હોવે હોનહાર જો.**

પણ પાછો ને પાછો અધીરો પતિ શિયળ સાચવવા કહેવડાવ્યા કરતો જોઇ તેણીએ પોતાનું ડોકું કાપીને દાસીના હાથમાં આપી કહેવાડયું; કે યોદ્ધાની ફરજ બજાવ, દુઃખથી ડર ના ! આહ ! આવી પતિવૃતા સ્રી કિયા સંસારને દુઃખી કરી શકે ? રત્નસિંહ પોતાના કામાવેશની શંકામાં ચુકયો તેથી ઘણો દુઃખી થયો. કારણ, કામાતુર જોડું દુઃખીજ થાય. જેમ ઘી નાખવાથી અગ્નિ વધારે પ્રજળે છે તેમ કામનો ઉપયોગ કરવાથી કામ શાંત થતો નથી. પૃથ્વિ ઉપર જે ધાન્ય, ધન, પશુઓ, અને સ્રીઓ છે, તે સઘળું મળીને એક માણમની તૃષ્ણા પૂરી કરવાને બસ નથી થતું, માટે લાલચ ને લાલસા તજવી એજ શ્રેષ્ટ છે. ખરાબ બુધ્ધિવાળાથી તે તજાતી નથી, અને મનુષ્ય જેમ ઘરડો થાય છે તેમ તે તેની સાથે ઘરડી પણ થતી નથી. પરંતુ જેમ જન્મારાનો કોઇ મહા રોગ પ્રાણ જતાંજ જાય છે તેમ આ હવસ, આ લાલચ, ને આ તૃષ્ણા પણ મુવેજ છૂટકો કરે છે; માટે એને તજાય તોજ સુખ થાય. જેમ કામ કે વિષયની હાજત થોડી રાખો તેમ તમને દુઃખ ઓછું જણાશે. ધન દોલત અને માન મરતબાનું પણ એમજ છે.

એપીકયુરસ કહે તેમ હવસની હાજત માણસને દુઃખી દુઃખી કરે છે. મોટી દોલત ધરાવવામાં નહીં પણ થોડીજ હાજત રાખવામાં ખરો સંતોષ સમાયેલો છે. માણસ જાતને સુખી બનાવી શકે એવી અવશ્યની હાજતો કુદ્રતના ખાવિંદે પોતેજ પૂરી પાડેલી છે, અને તે વગર ખરચે અને વગર મહેનતે બર લાવી શકાય છે. ધણીને સ્રીની હાજત છે, તેથી ગમે એવી કલાંટને નિભાવે છે. વઢતી વહુ તે કાંઇ નાતરે અપાઇ ?

વિષયમાં આસકત મન એજ બંધનનું કારણ છે, અને વિષયમાં આસક્તિ વિનાનું મન એજ મોક્ષનું કારણ છે. માટે મનુષ્યોના બંધ અને મોક્ષનું કારણ મનજ છે. હે ચંદા ! જો ત્હારા મનમાંજ ધણીને વીશે પ્રેમ ન હશે, તો ત્હારા ધણીનો પ્યાર પણ ત્હારે વીશે ન હશે. અને પરસ્પર અભાવ થાય એટલે કમબખ્તી સમજવી. ત્યારેજ સંસાર દુઃખી દુઃખી જણાશે. મોંઢે જીજી, ને મનમાં બીજી, પણ જીજી વગર બીજી નહીં, એવો ત્હારે તેના મન ઉપર છાપ મારવો જોઇશે. કેમકે જેને ધણીએ માની તેને ઘેરે માની, ઘેરે માની તેને લોકે માની, અને લોકે માની તેને પરલોકે પણ માની.

ઇશ્ક અવ્વલ દર દીલે માશુક પૈદા મી શવદ,
તા ન સોજદ શમય કય પર્વાના શૈદા મી શવદ !

પ્યાર તો પ્રથમ માશુકના અંત્તરમાં ઉત્પન્ન થાય છે. દીવો સળગ્યા શિવાય પતંગ્યું શી રીતે તેના ઉપર મોહિત પડે ?

**મારશાલ ડી મુચીને** જ્યારે લક્ષેમબર્ગ ખાતે કેદ પકડવામાં આવ્યો ત્યારે અંત્તરના પ્રેમને લીધે તેની ઓરત તેની સાથેજ કેદમાં ગઇ. જેલરે તેણીને કેદખાનામાં દાખલ કરવા વાંધો લીધો, કે તેણીને કેદખાનામાં રાખવાનો મને હુકમ નથી, ત્યારે તેણી બોલી:–"મારો ધણી અને હું એકજ છિયે, માટે તેજ હુકમ મારે માટે પણ ત્હારે સમજવો." જ્યારે ધણીને ગાડાંમાં ઘાલી ફાંસીને લાકડે લઇ જવામાં આવ્યો ત્યારે તેણી ગાડાંમાં કુદી બેઠી. ગાડીવાને જણાવ્યું કે, "ગાડાંમાં તને લઈ જવા મને હુકમ નથી." તેણી બોલી: "મારા ધણીના હુકમમાંજ મારો પણ સમાવેશ થાય છે." આખરે ફાંસીના માંચડા ઉપર તેણી સાથેજ ચઢીને ઉભી ત્યારે જલ્લાદે કહ્યું; "તને મારવાનો મને હુકમ નથી." તેણી કહે:–"ધણીના સુખે સુખી, ધણીના દુઃખે દુઃખી, હું હમેશાં તેની ભાગ્યણ છું, હું તેનું અર્ધું અંગ છું, માટે તને અર્ધા અંગને ફાંસી દેવાનો હુકમ નથી, આખાં અંગને ફાંસી દે !" એમ કહી ધણીની સાથેજ ફાંસીએ પોતે મરણ પામી. આ કેવો પ્રેમ ! આવા પ્રેમ ઉપરજ આ દુન્યા અધ્ધર રહી છે.

હે ચંદા ! જીંદગીની લડાઇ મોટે ભાગે પહાડો અને ખીણોમાં લડવાની છે; એટલે કે આફતો અને મુશીબતો વચ્ચે જીવનની લડત ચલાવવાની છે. મુશકેલીઓ વગરની જીંદગીની લડતમાં જીત મળે તોએ તે માનભરેલી જીત હોતી નથી. મુશકેલીઓ ન હોય તો ફત્તેહ પણ હોય કેમ ? કોઈ હરકત ન હોય તો પછી લડાઇ કોની સામે લડવાની રહે ? હલકાં માણસને મુશકેલીઓ ભારે લાગે છે, પણ દ્રઢ મનના અને મજબુત વિચારના માણસને મુશકેલીઓ એટલી બધી હેબતાવનારી હોતી નથી. જીંદગીના સર્વ અનુભવો એટલુંજ પુરવાર કરે છે, કે

મનુષ્યના વધારાના માર્ગમાં નડતર કરનાર જે આફતો ને વિપત્તિઓ છે, તે સારાં વર્તન, પ્રમાણિક ઉત્કંઠા, ચાલાકી, ખંત અને સર્વ કરતાં મજબુત મન રાખવાથી દુર અને દફે કરી શકાય છે; કમનસીબીની સામે ઉપલી ચીજો બરાબર ટક્કર ઝીલી શકે છે.

દુઃખના મુખ્ય કારણોમાં આ તો એક સિદ્ધજ કારણ છે કે, પોતાની નેમ પાર પાડવાની ધચુપચુ વળણ, અને નબળાઈ. એજ કારણ છે. બીજા બોલોમાં નાહિંમતને દુઃખ ઘણું લાગે છે. જે ખરૂં છે, અને તે ખરૂં કાર્ય કરવું જોઇએ એવું આદમીઓ જાણવા છતાં તે પાર પાડવાની હિંમત બતાવવામાં નિષ્ફળ નિવડે છે. તેઓ જોકે પોતાની ફરજ તો સમજે છે, પણ તે બજાવવાનું મક્કમપણું કે હિંમત નહીં હોવાથી દુઃખ પડવાની ધાસ્તી રાખ્યા કરે છે. નબળાં અને અવ્યવસ્થિત માણસો કોઇ પણ જાતની પ્રકૃતિને તાબે થઇ પડે છે. તેઓ હાજી હા કરવામાંજ દુઃખની પ્રાપ્તિ કરી લે છે. હે ચંદા! જીવતર રૂપી વેપારમાં તેં શું ખરીદી કરી? કોઈ હા કહે, કોઇ ના કહે, કોઇ તને ઠગાએલી કહે, કોઇ તને મૂર્ખ કહે, તોપણ તે બધું સહન કરજે. મન, ઇંદ્રિયો, વિગેરે જે બધાં ત્હારાં શઠ થઇ બેઠાં છે, ને તું તેમની ગુલામડી બની રહી છે, તે સૌને તું નમાવ ત્હારી કરણીથી. તે ત્હારી કરણી એવીજ હોવી જોઇએ, કે ત્હારા પતિના પ્રેમમાં તું દ્રઢ ઠરાવભરેલી રહે, તો દુઃખ ત્હારાં આંગણાંથી હજાર વાર દુર રહેશે. કોની માફક? પેલી કેન્યાની માફક. કેન્યા જેવી પતિવૃતા ઔરત કહેવત રૂપ થઇ ગઈ છે. તેણીએ પોતાના ધણી, કમનસીબ હેલવીડયસ પ્રીસકસના દુઃખોમાં દેશનિકાલ ભોગવી ધણીના મરણ સુધી તેનાં સંકટો દુર કરવામાં મશગુલ રહી હતી, અને છેવટ સુધી તે કહેતી, કે "લોકો કહે છે કે હું દુઃખ પામું છું, પણ મને તો કાંઇ લાગતું નથી. શું હું ગાંડી છું? કે લોકો ગાંડાં છે? મને તો જ્યાં જાઉં છું ત્યાં પતિ સેવામાં સુખજ જણાય છે. ઓને તો પોતાનો ધણી એજ પરમેશ્વર છે. જો ઓનો ધણી રૂઠે તો એકલો આધાર પ્રભુ ઉપર રાખું, કેમકે તે દયાળુ કૃપાળુ કીરતારજ સર્વ જગત્‌નાં દુઃખડાં ટાળે છે."

પ્રભુ વિના કષ્ટથી કોણ ઉગારે,<br>
એક આધાર હરિનો અમારે.–પ્રભુ.<br>
સદન રચ્યું રૂડી રચના કરીને, સ્તંભ તણા આધારે;<br>
સ્તંભને તોડી ફોડી નાંખે, સદન ટકે કેમ ત્યારે?–પ્રભુ.<br>
પ્રાણવાયુ જેયા જગત્‌નું જીવન, પ્રાણી ન પામે જ્યારે;<br>
કહો પછી તે પ્રાણી બિચારો, ઉગરે કોઇ પ્રકારે?–પ્રભુ.<br>
રણમાં ગયો ને હાથ કપાયા, શૂર લઢે શું વધારે?<br>
શસ્ત્ર સામું તે જોયા કરે પણ, કામ ન લાગે લગાર–પ્રભુ.

ન્યાયાસનની પાસ જઇ કોઇ, ન્યાય થવાને પોકારે;
ન્યાય તણો જે નકાર ભણે ત્યાં, ન્યાય મળે કોણ દ્વારે ?–પ્રભુ.
સેનાપતિ થઇ સૈન્યને છળવા, અંતર માંહી વિચારે;
રક્ષણ શોધવા જાય પછી ક્યાં, સૈન્ય સકળ તેવારે ?–પ્રભુ.
વ્હાણવટી જ્યારે હાથે કરીને, વ્હાણ ઝબોળવા ધારે;
કોણ ગતિ ત્યાં ઉતારૂ કેરી, કેમ તરી આવે આરે ?–પ્રભુ.
પ્રાણીના તાપ પરિતાપ પોતે, નાથ થઇ ના નિવારે;
છોટાલાલ વિમાસી વિચારે, બાંહ્ય ગ્રહી કોણ તારે ?–પ્રભુ.

આજે નહીં તો કાલે સ્ત્રી ઠેકાણે આવશે. ગમે એવો ક્રૂર ધણી પણ વખત જતે સંસારનું સુખ જોવાની ઈચ્છા કરશે. રાજા રામનું ઘર, ભાંગતાંએ વાર ન લાગી'તી, ને પાછું સંધાતાંએ વાર નો'તી લાગી. ત્યારે સૌએ સંસાર માંડવો તો રામરાજાના ઘરના જેવોજ માંડવો. કાંકે, પોતાના બાપની સેવા ને પિતૃ ભક્તિ તો રામ રાજાનીજ, કે પોતાના પિતાના એક બોલને ખાતર અનેકનાં દુઃખો ને વેલા વિપત્તિ ભોગવી વનવાસ કર્યો હતો. તેમ વળી પોતાના ધણીની ચાકરી ને સ્વામી ભક્તિ તો સીતાજીનીજ, કે રાજ વૈભવનાં હજારો સુખોનો ત્યાગ કરીને પતિના દુઃખે દુઃખી રહી વનવાસનાં કડવાં સંકટો ભોગવ્યાં. તેમ વળી પોતાના ભાઇ તરફનો ભ્રાતૃભાવ તો ભરત અને લક્ષ્મણ ભાઈઓનોજ, કે ભરતને રાજ્યગાદી મળવા છતાં રાજ્યના ભોગ નહીં ભોગવતાં રામચંદ્રજી જેવા સાવકા ભાઈ આવતાં સુધી રામરાજાના પગની પાવડીઓ ગાદી ઉપર મુકી પોતે શહેર બહાર વાડીમાં રહી ભાઈના જોડાનીજ પુજા કર્યા કીધી! અને લક્ષ્મણ તો ભાઇની સાથેજ વનવાસનાં દોહેલાં દેખવા, ને દુઃખો ભોગવવા સાથે સાથે ભટકયા! ત્યારે સંસાર તો એવોજ માંડવો, કે ગમે એવો વિયોગ ને વ્હાલાંનો નિવારપણો પણ સુખાકારીનું રૂપ લઇ શકે. કાંકે જે પોતાનું ઘણુંજ વ્હાલું હોય તે દુઃખ દેનારૂં હોય તોએ તે સુખકારીજ લાગે.

તોહૂ સુખકરહી લગેં, જો પ્રીતમ દુઃખ દાય;
જ્યોં કેકીકોં કંદ અરૂ, કજ કેતકિ ખટપાય.

મોરને મેઘલો વ્હાલો હોવાથી, જોકે વરસાદ તેના પીંછ પળાલી દુઃખ દે છે તોએ તે મેઘ તેને ગમે છે. કેવડાને કાંટા ઉપર પ્રેમ હોવાથી તે કાંટા વડે ગમે એટલું દુઃખ ખમવું પડે છે તોએ કેવડાને કાંટોજ વ્હાલો છે. ખરી પ્રીતની રીત એ છે, કે દુઃખ હોય તોએ ખુશ મજા લાગે છે.

હે ચંદ્રસેન! ત્હારૂં મન કેવું છે તેનો જરા વિચાર કર. નાથ વગર નથ શા કામની? જેમ ન્હાનું બાળક ધુળ ખાતું હોય તેવું ત્હારૂં મન છે. ધૂળથી જેમ અંતે રોગરાઇ થાય છે તે છોકરૂં સમજતું નથી, તેમ વિષય ભોગથી જન્મ

મરણનો આ સંસાર પ્રાપ્ત થાય છે તે તારૂં મન સમજતું નથી. બાળકને જેમ મારી લાવ્યે અને પાછું તે ધૂળ ખાવા દોડી જાય છે, તેમ મન પણ વિષય રૂપી ધૂળ ખાવા દોડયાજ કરે છે. એ એનો સ્વભાવજ છે. પણ માબાપ જેમ છોકરાંનાં મોંમાં તમાચા મારીને, પેલા ધૂળમાં એબિયો નાખીને, તે જગાએ કડવાં પાણી છાંતીને, તે બચ્ચાંને વાળી રાખે છે, તેમ મનને પણ વિચાર રૂપ બબરચા મોંમાં મારીને રાખશો તો તેથીજ તે વળશે, બીજી રીતે વિષયમાંથી મન બળશે નહીં. પણ જ્યારે માબાપને દયા આવે, ને છોકરાંને ધૂળ ખાવા દે, પછી રોગરાઇ થઇ છોકરાં તાવે પડે ત્યારે તે માબાપનેજ દુઃખ થાય છે, તેમ જ્યારે વિષયમાંથી તમે મન બહાર કાઢોજ નહીં ત્યારે મોટો બાપ ઇશ્વર તમોને દુઃખ દર્દ રૂપી તમન્ચા મારીને ઠેકાણે લાવે છે. હવે તે દુઃખને તમારાં ભલાં માટે ગણશો કે બુરાં માટે? આરા સુખના દહાડામાં પણ "ચંદાના બળાપાએ બળી ચાલ્યો!" એમ બોલીને ઘુવડના જેવું બળાપાથી ભરેલું મુખ લઇને ફરશો ત્યારે તમે ખરા દુઃખના પ્રસંગે કેમ કરશો? આવતી ભરતી ને જતી ઓટ કોઇથી અટકાવી શકાતી નથી.

દિવસે ન દેખનારો આ દિવસાંધ ઘૂવડ હવણાં કોપાયમાન નથી થયો ત્યારે પણ તેનું નાક વાંકુંજ લાગે છે, આંખ ભયંકર લાગે છે, અને તે અરૂચિ ઉપજાવનારો લાગે છે, તો જ્યારે તે કોપ કરશે ત્યારે કેવો લાગશે? અરે ઓ દુઃખી કહેવડાવતાં માનવી રૂપી ઘૂવડો! તમે શા માટે એકજ બળાપા ને એકાદા સંતાપ, કેડે લઇ ફરતાં ફરીને ખુદાની કુદ્રતની બીજી લેઝતો ને અમૃત રસો ચાખવાનું પણ ભુલી જાવ છો? તમે તે બાપ ઉપર આધાર રાખો, તે તમારી સઘળી મુશકેલીઓ દૂર કરશે. જરૂર દૂર કરશે.

મુશકેલ કરો આસાન એલાહી મેરી,
દીન દુનીમેં પીર મદદ તેરી.–મુશકેલ.
નીરધનકો આધાર, ગરીબનકો નિવાર,
સુખકે દાતા, દુઃખ કાટો મેરી–મુશકેલ.
ગુણ અવગુણ મેરી સબ તુમ જાનો,
જલદી ખબર લીજે સાંજ સવેરી.–મુશકેલ.
ચંદ્ર ચંદા પર કરમ કીજે,
પાર ઉતાર ખ્વાજા નાવ મેરી.–મુશકેલ.

હે નર નારો! તમારાં જોડાંમાં અરસપરસના અંત્તરો ડંખેલ હશે તો તમારો સંસાર દોજખી થઇ પડશે. આત્માને ડંખ દેનાર અંતઃકરણ છુપી રીતે દિલમાં ચાબુકના જરબ મજબુતીથી લગાવે છે. સખ્ત ફરમાનો ધાસ્તીથી આપણી જીભોને ચુપ રાખી શકે છે. પણ આપણા વિચારોને કિયો કાયદો ચુપ રહેવા ફરમાવશે? તમે પોતેજ જ્યારે તમારી છાતીને તમારા ગુનાહો કહી દેશો ત્યારે તમારૂં

પોતાનું અંતઃકરણ તમારૂં દોજખ થઇ પડશે.

હે પાપીણી! બહારલતી નહીં થા. સાસરેજ શોભ. સાસરે જતાં કોઇ છિનાળ ન કહે. એ નર્ક રૂપી કુવામાં તું ના પડ. હું ના કહું છું, અને તું એને દુઃખ રૂપ જાણે છે, તેમ છતાં પણ તેમાં પડે છે, તો તું તો દારૂ પીને છાકટી થયેલી છે. જેમ મધ્ય પીનારો જાણ્યા છતાં પણ દારૂના મદથી પાપમાં ફસાય છે, તેમ તું પણ મોહથી સંસારમાં પડે છે, તેમાં આસક્ત થાય છે, તું વિષયની લગનીમાં લાગી રહી છે, વિષયમાં સંલગ્ન થઇ છે, પણ તને એ બુદ્ધિ કોણે આપી છે? એ બુદ્ધિ ત્હારૂં હિત કરનારી નથી. એ ભ્રમથીજ તું દુઃખી દુઃખી થઇ દેહનાં દુઃખો ભોગવે છે. ધણી કહેરેલો કહેરેલો કહે છે, કે હું મરૂં તો મરૂં, પણ તુંને તો રંઠાઉં તોજ ખરો કેનીં! ને તું કહે છે, કે મને તો મારા પર-યાર વગર ના રહેવાય. ત્યારે ત્હારૂં દુઃખ કેમ ટળે? એ દર્દની દવા કયાં મળે? નથી તને માથાંનું દર્દ થયું, કે નથી તને શરીરે કળતર; નથી તને ભયંકર ભગંદર થયું, કે નથી તને સંધિવા થયો, પણ તુંને માત્ર હવસ અને કામ વિષયનું દર્દ લાગુ પડયું છે, તો તેનો ઉપાય કયો તબીબ કરી શકે? બન્ને ઇશ્કની દવા હોતી નથી.

કલશે તું એકલ હો યાર, કયા તુજે આઝાર હય?
કુછ તો હુવા હયે ભલા, જીનેશે એજાર હય.—કલશે.
નબ્ઝ મેરી દેખ કર, કહેને લગાહા યું તબીબ,
અબ તો એ બચનેકા નહીં હય, એશ્કકા બિમાર હય.—કલશે.
દર પર હય તેરી નેગાહ, તકતા હય તું કીશીકી રાહ?
મુજકું તો બતા ભલા, કોનસા તેરા દીલદાર હય?—કલશે.
તુંજકુ તો બતલાવું કયા, વોહબી હય કાતીલ મેરા;
નાજો અદા ઉસકી જાન, સુરતે તલવાર હય.—કલશે.



# દિલાસા પત્ર ૧૯૭ મો.

"This wings its way to its Almighty source,
The witness of its actions, now its judge;
That drops into the dark and noisome grave,
Like a disabled pitcher, of no use."

*Blair.*

હરે ખુદા ભાઉ સાહેબ! લડપણમાં તમે સર્વના ઓશિયાળા જેવા શા માટે

થાવ છો ? દુન્યાં કોના બાપની છે ? તમે કોના ઓશિયાળા છો, કે બધેથી દુર થઇ ખસ્યાંણુા પડી હિણાયલા જેવા ખોસાતા ફરો છો ? આ પૃથ્વિ તમારીજ છે એમ ગણો. તમોને ઘડપણે સર્વથી બદબખ્ત ખરાબી શું જણાય છે ? કપાલ ઉપર ભયાનક કરચલીઓ ક્યારે માલુમ પડે છે ? દરેક વ્હાલાંઓને એકેક પછી આ જીંદગી છોડી જતાં જોઇને, અને પૃથ્વિ પર પોતાને એકલા પડી ગયેલા જોઇને. ગમે એવા અફસોસ કરવાથી પણ કંઇ વળવાનું છે ? મરતા માટીને બાપ કહે ન જીવે. તોપણ એકજ સંતોષ તમને રહે છે, કે હવે ઘડપણ છે, તેથી જે દહાડો જાય છે તે દહાડો વ્હાલાંઓને જલદી જઈ મળવાનોજ છે. **ભાઉસાહેબ:**—હું ઘરડો થયો, ને ધરતી ઉપર હું એકલો અટુલો રહી ગયો, અને કોઇ સગું વ્હાલું કે એક લોહીનું જોવાનું રહ્યું નહીં ! મારી સાથના દોસ્ત આસનાવો કોઈ રહ્યા નહીં; તોપણ મને મોટી શાન્તિ એજ છે, કે હવે હું પણ જીવી જીવીને કેટલો વખત જીવવાનો ! હું મરવાને માટેજ જન્મેલો છું એ મારો દ્રઢ વિચાર હોવાથી, જીંદગી કંઇજ નથી એમ મારી ખાતર જમા થયેલી હોવાથી મને વ્હાલાંઓનાં મોતનું ઘણું લાગી આવતુંજ નથી. કહેવત છે, કે હીલે રઝક ને બહાને મોત. ઉમર ભરાઇ ચાલી, જમાના એક પછી એક ચાલ્યા ગયા, તોપણ વખતના કદિ નહીં પૂરા થાય એવા ઝરાઓના જોરને લીધે મોજાઓ ઉપર મોજાઓ ચઢી આવીને સમી ગયા; અને તે સઘળા હમેશગીના અખુટ દરિયાવમાં સમસમી રહ્યા. ભાઇઓ! તમારે પણ ઘરડા થવું છે, માટે ઘડપણને નમો. ઘડપણનાં દુઃખોનું વર્ણન કરવું જેમ કઠિણ છે તેમ ઘડપણનાં દુઃખો ખમવાની ઇશ્વર કેવી રીતે શકિત આપી દે છે, તેનું પણ વર્ણન અવર્ણ્ન્ય છે.

I venerate old age; and I love not the man who can look without emotion upon the sunset of life, when the dusk of evening begins to gather over the watery eye, and the shadows of twilight grow broader and deeper upon the understanding-*Longfellow.*

ઘડપણની લહેરો ઘણા પ્રકારની હોય છે. જેમ જેમ એક મનુષ્ય ઘરડું થતું જાય છે, તેમ તેમ મરવું ઓછું ભાવતું જાય છે. ઘડપણમાં પેહલી લહેર જુવાનો તરફથી માન આબરૂ મેળવવાની હોય, અને બીજી લહેર મમત તથા જીદ તરફ લાગે છે. દુઃખી ઘરડાં જેમ જુવાનો તરફનાં માન અકરામનાં ભુખ્યાં હોય છે, તેમ પ્રત્યેક કાળે અને દરેક પ્રજામાં હલાક થયેલાં ઘરડાં તરફ માનની લાગણીથી વર્તવાનો સ્વભાવિક નિયમ જવાન લોકોમાં પ્રસિદ્ધ છે. જુવાન નજરમાં ઘરડાં માણસની આંખ્યો કાકલુદી ભરેલી લાગે છે. તેમનો અવાજ જુવાન હયાંને લખલખાં ભરાવનારો થઇ પડે છે. તેમના ધ્રુજતા હાથો અને લથડતા પગો દયા ઉત્પન્ન કરે છે, અને તેમનું બુદ્ધિથી હિણાયેલું માથું જોઇ કંપારી છુટે છે. આ દેખીતાં કારણો થકી દુઃખી બુઢાંને માન આપવાની તથા તેઓના બુઢાપાના તુરંગોના કોડ પુરા પાડવાની

જવાનિયાઓને કુદ્રતીજ જિજ્ઞાસા રહે છે. એસીએસનનાં કાવ્યમાં એ વીશે ઘણી ગમત આપવામાં આવી છે. તેમાં બુઢો મોરની બોલે છે, કે "અલ્યા ગોલ ! તું જોતો નથી શું ? મને ડગલે ને પગલે કેવાં માન અકરામથી નવાજવામાં આવે છે ! બુઢા મોરનીને હાલતાં ચાલતાં જુવાનિયાઓ કેવા નમી નમીને માન આપે છે ! મોરનીની લટપટ ચાલણુ હાલણુ તરફ તેઓ કેવા ગુપ્ત ગમતનાં વમાસણથી જુએ છે ! ઘડપણમાં દુ:ખોની સાથે એવી એવી કેવી મોજ મજાહની લહેર ઘુરવાની છે, સમજ્યો ! " આ પ્રમાણે ગમે એવી કંગાલ હાલતમાં પણ ઘરડાંઓ ગોયા પોતાને માન અપાયેલું જોવાનો દાવો સમજે છે. અને લહેર પુરી પાડવાને જુવાનિયાઓની ફરજ છે એમ માને છે. જુવાનો પણ તેમ કરે છે. કાંકે એક દહાડે તેઓને પણ ઘરડાં થવાનું છે. ઘડપણ તરફ માનની નજરે જોવાની ફરજ આપણાં માબાપ તરફ માનથી વર્તવાની ટેવ ઉપરથી આપોઆપ શિખાય છે. જેઓ પોતાનાં જઈફ હેરાન થઈ પડેલાં માબાપો તરફ માન મલાજાથી વર્તે છે, તેઓ તેવાંજ બુઢાં લોકો તરફ અનાયાસે માન ઇઝતથી વર્તન ચલાવે છે. એ ઉપરથી નક્કી માનવું, કે દેહથી લથડી પડેલાં ઘરડાં બોખાંની મજાક મશકરી કરનારાંઓ પોતાનાં માબાપ તરફ નાફરમાની અને બેઇઝતીથી વર્તનારાં હોવાં જોઇએ. અને માબાપ પ્રત્યે બદ ચાલ ચલાવનારાંઓ વિષે જાણવું જોઇએ, કે બુનિયાદમાં કાંઇક કમીપણું હશે.

હિબ્રુ ધર્માધિકારીએ પોતાના ધર્મશાસ્ત્રમાં સ્પષ્ટ ફરમાન આપેલું છે, કે "પાકી ગયેલાં, વિપત્તિઓથી ભરેલાં આદમી તરફ તું ઉઠીને માન આપે છે, તેમજ ઘરડાં માણસની ઇઝત તરફ બેદરકાર રહેતો નથી, તે તું જોતો જા ! " બેરેચલનો પુત્ર કહે છે; કે "હું જવાન છું, અને આપ ઘણા ઘરડા છો, સબબ હું બીધો છું અને મારૂં મત આપવાની મ્હારી હિંમત આપની આગળ ચાલી શકતી નથી. હું માનું છું કે વખત મને મારો અભિપ્રાય આપવાની તક આપશે, અને વરસો મને ડહાપણ શિખાડશે." અર્થાત, જ્યુ લોકોના શાસ્ત્રમાં લાઇલાજ ઘડપણ તરફ માન જાળવવાનો બોધ આપવામાં આવેલો છે. નાચાર ઘરડાંને માન આપવા આદરબાદ મારસ્પંદ પોતાનાં પંદનામેમાં જાબજા લખી ગયો છે. અને કોઇએ શાસ્ત્ર બાકી રહ્યું નથી, કે જેમાં મરવાની આળસે જીવતી જઇફી પ્રત્યે પ્રેમ અને મલાજો રાખવાનું નહીં શિખાડવામાં આવ્યું હોય. ઇરાનીઓમાં અને ચીનાઇ પ્રજાઓમાં ગમે એવું ખાંદાન, ગમે એટલી દોલત, ગમે એટલી વિખ્યાતિ, એક દુર્બળ ઘરડાં આદમી તરફ માન મર્તબાથી નમાવી નાંખવાને કદિએ આડાં આવતાં નથી. ચીનનો ખુદ શહેનશાહ પણ ગમે એવાં હલકાં નાતવાન ઘરડાં આદમી તરફ અપમાનની નજરે જોઈ શકતો નથી. માટે ઘરડાંઓએ ઘડપણનું દુ:ખ જરાએ ધરવું નહીં.

જે અશક્ત ઘરડાંઓ દુ:ખી થતાં હોય તેમને પેલા પ્રખ્યાત સ્વીશ ડાકટર બોશાયલ સ્કુપેચનું નામ ઝટ યાદ આવવું જોઇએ, કે જેને ત્યાં ઘરડાંઓ તરફ

કેવાં માનથી જોવું જોઇએ તેના યાદગાર બનાવો બનેલા ઇતિહાસમાં નોંધાયલા છે. "સ્વીટઝરલાંડની મુસાફરી"માં આર્ચડીકન કોક્ષે તેનાં રમુજી ઉદાહરણો આપેલાં છે. ફ્રાન્સ ને જરમની ઉપરાંત બીજા દુર દરાઝ દેશોથી મોટા લોકો આ બુઢા તબીબની સલાહ લેવા સ્વીટઝરલેંડ સુધી આવતા હતા, અને હઠીલાંમાં હઠીલાં દર્દો તે તબીબને હાથે સફા થતાં હતાં. મગર ગમે એવો પાદશાહ હો, તેને પણ બુઢાને ઘેરેજ આવવું પડતું. એકવાર દુનિયાંના ઘણા ભાગોના મોટ મોટિયારો તેનાં દવાખાનામાં ભેગા હતા. ઘણાઓ માણસની અતિશય દુઃખભરી જઇપી જોવા, ઘણાઓ તેની સમજેલી કીર્તિ નજરે જોવા, અને ઘણાઓ તેનો ચમત્કારિક હુન્નર જોવા આવ્યા હતા. તેઓમાં મોટે ઘરની ફ્રેન્ચ લેડીઓ તથા ઉમરાવો અને એક રશીઅન શાહજાદો પોતાની અતિશય રૂપાળી પુત્રીને લઇ આવ્યો હતો. સર્વ આવનારાઓ સ્કુપેચને જોવાને બદલે તે સુંદરીનેજ નિહાળી રહ્યા હતા. ફ્રેન્ચ લોકો આનંદી તેમજ અડપચાળીવાળા રહે છે, તેથી ઘરડા ડાકટરની ઠઠ્ઠા ઉડાવી મહેમાનોને રમુજ આપવાના ઇરાદાથી એક મોટા માર્કવીસના દરજ્જાના ફ્રેન્ચ જુવાને સ્કુપેચની અડપચાળી કરી. ડાકટર કાંઇ મોટાની રખાવટ રાખે એવા ન હતા, એટલે ડોળા ચઢાવી એવું તો એક કઠોર વેણ કહ્યું, કે "દુઃખી અશક્ત નાચાર ઘરડાંઓની મજાક કરનાર સાહેબ! માયજીને પુછી જોજે કે મારાજ બાપથી હું માર્કવીસ થયો છું કે? બાવાજી પણ એમજ કરતા હતા કે;" પછી ડાકટરે ટકોર કરી કે; "ફ્રેન્ચોના માર્કવીસો એવાજ હોય છે કે? અફસોસ! શરમ ભરેલું!" આથી તમામ ફ્રેન્ચો ઝંખવાના પડી ગયા, અને પેલા દોઢ ડાહ્યા તિસ્મારખાં ને તો ભોંય ભારી પડી, અને મરવું બહેતર લાગ્યું. આ દેખાવ પુરો થવા આવ્યો એટલામાં સ્કુપેચનો એક ઘરડો ખખ થઈ રહેલો ખેડુત પાડોશી, પોતાની મોહોરદાર મેરીને માટે દવા લેવા આવી લાગ્યો. પેલા મોટા મોટિયારોને પડતા મુકી બુઢા આવનારને જોતાંની સાથેજ ડાકટર તેની પાસે દોડી ગયો, અને પાડોસણની તબ્યત વિષે વાકેફ થઇ, લાગલોજ બીજા ઓરડામાં જઇ દવા તયાર કરવા લાગ્યો. ખામખા, ઘરડાં માણસ સાથે કેવી દિલસોજી અને તાજીમ તવાજોથી વર્તવું જોઇએ તે ચાનક રૂપે ગુપચુપ શિખાડવાનો ઇરાદો સ્કુપેચનો હતો. પરંતુ પેલો બેઅકલી લાડકો ઉમરાવ હજુ પણ ચેતેલો ન હોવાથી તરેહવાર ઠાઠા ઠિઠિ કરવા લાગ્યો, અને આ બુઢાની લાંબી સુફેદ દાઢીની નકલ લાવી સ્ત્રિ મંડળને પોતાની હુશિયારીથી બહેલાવવા લાગ્યો. મશકેરી કરતાં કરતાં છેક ચાલ્યો, અને મંડળને જણાવવા લાગ્યો, કે આવા નજીસ, બેબલગામણા, દળદર ડોબાંના ગલીચ ગાલ ઉપર જો આપણાંમાંની કોઇ લેડી એક ચુમી લે, અને તે નાપાકના સડીને સુકકા સટ થઇ ગયેલા હોઠો વડે પોતાના કુમાસદાર રૂખશારો ઉપર જો કોઇ લેડી બોસો લેવા દે, તો હું સોનાના ૧૨ સિકકાની શરત નાખું છું. બધું

મંડળ ચુપ થઇ ગયું, પણ પેલીજ સોહામણી સુંદરી, પેલીજ રશીઅન શાહજાદી, પેલીજ વહાલી રૂપાળી અપ્છરાએ પોતાના હજુરિયાને ઇસારત કરી એક પ્લેટ મંગાવી તેમાં સોનાના ૧૨ ચલણી સિકકા મુકી પેલા અકકડફુસ હિચકારા આગળ ચેલેંજ સ્વિકારવાનું કહેણ મોકલ્યું. તે બાયલાને હવે ફરજ પડી, એટલે તેણે પણ ખીસામાંથી ૧૨ સિકકા પેલી પ્લેટમાં ઉમેર્યા. પછી પેલી પરીજાદ, તમામ મીજલસની અજાયબી વચ્ચે ઉભી થઇ, પેલા નાતવાન બુઢા પાસે ગઇ, અને નમી ઝુકીને બોલીઃ—"ઘરડાંઓને દુઃખમાં દિલાસો આપો. તે દુઃખીઓને વધારે દુઃખી ન કરો! પુજ્ય ઘરડા પિતાજી, મારા દેશ રીવાજ પ્રમાણે આપને નમન કરવાની મને રજા આપશો!" આમ બોલી તેણીએ તે બુઢાને આલિંગન કર્યું, તેના કરચલી વળેલા ઘરડા ગાલ ઉપર મિઠી ચુમી લીધી, અને પોતાનો નાજુક ગાલ તે બાવાજીના હજુર રજુ કરીને ફરી વળતી ચુમી આપી! પછી તમામ સિકકા તે ડોસાના હાથમાં મુકી દઇ કહ્યું; "મારા તરફથી યાદગારી લેખે આ તમે લ્યો; અને રશિયન છોડીઓ દુઃખી થઇ પડેલાં ઘરડાંઓ પ્રત્યે માનથી વર્તવાની પોતાની ફરજ સમજે છે, તેની એક અદના એધાણી દાખલ એ આપની પાસે રાખજો! અરે, આપણે પણ એક દિવસ ઘરડાં થવું છે, અને દુઃખના દહાડા પસાર કરવાના છે, માટે ઘરડાં વડાંને નમો! ઘરડાંઓને દુઃખી મા કરો!"

ખચિતજ ઘડપણ તરફ પુજ્ય બુદ્ધિથી જોતાં શિખવું કે શિખવવું હોય, તો પ્રિય વાંચનાર! તમારાં ઘરનાં બેટા બેટીઓને આ દ્રષ્ટાંત જરૂર આપજો. બેઉ દાખલા અકેકથી ઉલટા છે, મગર એક સરખી અસર કરનારા થઇ પડશે. તમે ઘરડાં થયાં તેથી મુઝાશો નહીં. ઘરડાં તરફ ૯૯ માણસો દિલસોજીથીજ જોઇ તેમને હેરાન કરતાં નથી. હવે ઘડપણની લહેરની ગંભીર વાતો છોડી દઇ, ઘરડાંઓના સંતાપની, લગાર ઓછું પડયાંની વાતો કર્યે તો ઘડપણમાં કેટલોક સધિયારો મળશે. એકવાર એવું બન્યું, કે વીન્ચેસ્ટરની કોર્ટમાં સાક્ષી આપવા સારૂ સ્ટોકપોર્ટના ૬ ઘરડા મરદો તથા ૬ ઘરડી ઓરતો ઉપર સાક્ષી સમન કાઢવામાં આવ્યા. છ મરદોમાંનો સૌથી બુઢો ૧૦૫ વરસની ઉમરનો હતો, અને છ ઓરતો મધેની સર્વથી જઇફ ડોસીની વય ૧૦૩ વર્ષની હતી! પુરૂષો પૈકી સઉથી ન્હાનાની વય ૬૭ વર્ષની અને સ્ત્રીઓ પૈકી સઘળાંથી ન્હાનીની ઉમર ૬૫ વર્ષની હતી! એઓને લંડન લઇ જવા સારૂ બે ગાડીઓ રોકવામાં આવી હતી. પહેલી ગાડીમાં સર્વથી બુઢાં ડોસા ડોસીને બેસવાનું હોવાથી, બુઢો તેમાં ગોઠવાઇ રહેવા બાદ, જ્યારે પેલાં ૧૦૩ વરસનાં ડોસાંમાયને ગાડી ઉપર ચઢવા કહ્યું, ત્યારે તેવણ છણકો કરી એવો તો જુસ્સો કરીને છેડાઇ પડયાં, કે "પારકા મરદની સાથે હું આઇ મનીખ કદિપણ એકજ ગાડીમાં બેસવાની નથી; કેમકે ૧૦૩ વરસ સુધી

મેં મારૂં શિળ સાચવ્યું છે, અને હજુપણ જેટલાં વરસ આ દુનિયામાં જીવીશ, ત્યાં સુધી ઘડપણનાં ગમે એવાં દુઃખો છતાં મારૂં સાચવી પતિવૃત જાળવવાની હું દરેક કોશેશ કરવાને ચુકનાર નથી!" એમ કહી ૧૦૫ વરસના બેગાના મરદની પાસે બેસવા પેલી ૧૦૩ વરસની ડોસીએ ના પાડી! જોકે આ દાખલો ગમે એવો રમુજી છે, તોએ તેની ગંભીરતામાં તે કંઇએ રીતે ઉતરતો નથી. એ પણ તમારા ઘરમાં, હે વાંચક પ્રિય! જરૂર વંચાવજો. જેમ તેમ કરતાં એ ડજન ડોસાંઓનો સંઘ લંડનના ન્યુઇંગટન ગ્રીનના લત્તા ઉપર આવી પહોંચ્યો, અને એક ગ્રહસ્થના ઘરમાં તેઓને માટે ઉતારા વગેરેની સોઇ કરી આપવામાં આવી. બુઢા ડોસાજીઓના દાઢીના બાલ વહુ વધી ગયેલા હોવાથી લંડનમાં ફરતાં ફરતાં તેમને ઠીક નહીં લાગશે એમ જાણી, ઘરધણીએ અઠવાડિયામાં બે વાર હજામત કરાવવા તેમને કહ્યું; પણ તે બુઢા બાપડાઓ છેડાઇ પડી બુઢાપાની લેહેરમાં બોલવા લાગ્યાઃ–"લંડનના હજામો સર્ફ ઠગારા લુચ્ચા છે, કે એક માથું મુંડવાની બે પેન્સ–દોઢ બે આના–જેટલું દામ ઓકાવી લે છે! અને હમારાં સ્ટોકપોર્ટમાં તો અમે અડધી પેની–૪ પાઈ–કરતાં વધારે દામ કદિએ આપતા નથી! શું ઘરડાં થયાં માટે હજામ પણ અમને હિણુશે?" એતેફાક એવો બન્યો, કે બીશપગેટ સ્ટ્રીટમાં ફરતાં ફરતાં સંઘ મધેના એક બુઢાની નજરે નીચે મુજબ પાટિયું વંચાયું; "પેની પેનીએ એક એક હજામત કીધામાં આવશે." આ મહાભારત શોધ કીધાની ખબર તુર્તજ તેણે બીજા ભાઇબંધોને કીધી, અને સર્વ ખુશ થઈ બીજી સવારે હજામત કરાવવા ત્યાં જઇ લાગ્યા. જે ઘરડા કાકાએ આ નવાઇ જેવી શોધ પહેલ વહેલી કીધી હતી, તેનેજ પેહલી હજામત કરાવવાનો લ્હાવો લેવા દીધામાં આવ્યો. એક ગાલ ઉપરના બાલ બોડાવી રહ્યો, કે હજામે પાથરણું ઘડી કરવા માંડયું; એટલે પેલો ડોસો ધપડીને બુમો મારવા લાગ્યો; "વાહ વાહ! મીસ્ટર! તમે તો બીજી બાજુજ બોડવાનું ભુલી ગયા કે?" હજામ કહેવા લાગ્યો; "શેઠ! બીજી ગમની હજામતની બીજી પેની પડશે!" આ અવાજ તો પેલા ડોસાને મનથી જાણે એક રશિયને પોર્ટ આર્થર પડયાનો અવાજ સાંભળવા જેટલો ભયાનક લાગ્યો. તુર્તજ ક્રોધાયમાન થઈ ઉઠી ઉભો રહી બખાળવા લાગ્યોઃ— "લુચ્ચા ઠગ! યાદ રાખજે, કે હું બીજો ગાલ તો અહિં નહીંજ બોડાવવાનો; કંઈ નહીં, હું અડધો મુંડાયલો ચહેરો લઇનેજ મારે વતન સ્ટોકપોર્ટ ખાતે જઇશ, અને બાકી રહેલી અડધી હજામત ત્યાંજ કરાવવાનો ને ફેર કરાવવાનો! અમો ઘરડાંની નબળી દુઃખી હાલત તરફ જે દેશ દિલસોજી, દયા, અને દિલાસાથી નહીં વર્તે તે દેશ દુઃખી થશે!" આમ બોલી રૂમાલ કાઢી ગાલ ઉપરથી માથાં સુધી વિંટાળી લીધો, અને પોતાના પવિત્ર સોબતીઓ–દાઢીવાળા શુરવીર સરદારો (Knights of the beard)ની સાથે હજામની દુકાનને સલામ કરી, 'ફ્રાક્ષ અને એન્કર' વાળાં જાણીતાં બખ્ખાખાંનાંમાં

જઈ ખૂબ પીને તૈયાર થયા, અને ત્રણ દહાડા બાદ ઘરધણીના ઘણાજ કાલાવાલાથી પાંચ જણે તો હજામત કરાવી, પણ પેલાએ તો કેમે કરતાં મમત મુકી નહીં! ઘડપણમાં મમત અને જીદ બહુ વધે છે, અને ખરૂં પુછાવો તો ઘરડાં આદમીઓ ઘડપણે હાડમાર થવાનું મુખ્ય કારણ પણ તેજ છે. માટે ઘરડાજી! તમે ઘડપણમાં વધારે દુઃખી થવા ન માંગતા હો, તો તમારી મમત અને જીદને છેલ્લી સલામ જરૂર કરજો.

ઘડપણની લહેર, એ પ્રમાણે આપણને એક હાથ ઉપર ગંભીર ચાનકો આપે છે, અને બીજા હાથ ઉપર ઘડીભરની ગમ્મતનું સાધન પુરૂં પાડે છે. પોતા પ્રત્યે જુવાનોએ ચલાવવાની માનભરી વર્તણુક વીશે ઘરડાંઓની લહેર કોઇ પણ રીતે વાંધો ઉઠાવવા જોગ હોતી નથી. ઈરાન દેશમાં પારશી પાદશાહો વખતે તો રીવાજ હતો—આજની તો ખબર નથી—કે રસ્તે ચાલતાં ઘરડાં આદમી આગળથી બેમલાજે અને વગર નમવે ચાલી જનારા રાહદારીને સજા થતી. લોકો પણ ટેવાઇ રહેલાં, એટલે પોતાથી વડાં આગળ આપોઆપ નમાઈ પડાતું. ઘડપણની બીજી લહેરો ઘણીવાર પીડાકારક હોય છે, અને કોઇવાર તે ચલાવી લેવાય એવી હોતી નથી. ઘણી શાંત પ્રકૃતિના માણસો ગમે એવી ઘડપણની લહેર પણ ચલાવી લે છે. જુવાનોને ખાસ ભલામણ થઇ શકશે, કે ઘરડાંની મજાક મશ્કેરી કરવાનાં ઘણાં કડવાં ફળ કુદ્રત તરફથી મળે છે, એમ ખાત્રીથી યાદ રાખવું, અને અશક્તોના દુઃખમાં ભાગ લેવો. અનુભવથી એવા દાખલાઓ દીઠામાં આવ્યા છે. એક પારશી જવાન ભાઇબંધ, ન્હાનપણથી ઘરડાં ખોખાંઓની કફોડી ઠઠ્ઠા મશકેરી કરવામાં મોજ માનતો હતો. તે બાપડાના ચઢતી વયે બહુ બુરા હાલ નજરે દીઠા છે; માટે વહેમ માનીને નહીં, પરંતુ કુદ્રતના ખેલનો ગંભીર વિચાર કરીને, આ જાતની કુદ્રતને અણગમતી અટકચાળી કરવાથી ખાસ કરીને પરહેજ રહેવું. ઘરડાં વડાંની ઠઠ્ઠા, એ અવદશાની નિશાની છે. પ્રભુ આપણ સર્વથી ઘરડો છે, તેની મશકેરી આપણે કરી શકતાં હોઈએ, તોજ આપણાંથી વડાંની મશકેરી કરી શકાય. પણ તેમ થતું નથી. વળી આપણે આજે યુવાન છિયે, તે આવતી દિવાળીએ ઘરડા થવાનાજ. માટે "પીંપલ પાન ખરંતી, હસ્તી કુંપલ્યાં, હમ પર વિતી તમ પર વિતશે, ધીરે રહી બાપુલ્યાં!" એ વેણનો હર સ્થિતિએ વિચાર કર્યા કરી, આપણાથી એક દિવસે પણ વડાંઓ સાથે વર્તતાં ચેતીને ચાલવું; કેમકે ઘડપણમાં દરેક પ્રકારનાં દુઃખો પડતાં હોવાથી આપણને બીજાંઓ તરફની દિલસોજી, દિલદારી, દિલબરી, દિલોજાની, અને દિલાસાની ખાસ જરૂર પડે છે. જુવાની ઉપર મગરૂર નહીં રહેવા વિષે મને અનુભવ મળી ચુકયો છે.

સુનો ગોરિયાં ગુમાની ના કરો;

દો દિનકી જવાંની દિવાંની;
જૈસે પતંગ રંગ ઉડત હૈ, જો કબુ ધુપ પરો.
રહત સદા નહી સુર્ય તેજકો, જો કછુ છાંવ પરો.
ક્ષણ ભર જૈસી બિજલી ચમકે, ઝર જલ રહન ખરો.
ફીરોજ કબહુ નિત ન રહેગો, બ્હાર બસંત હરો.

**કલમઃ**—ભાઉ ! હું એક દિલાસો દેનારો જવાન છું, અને તમ જેવા દુઃખીઓને ઠેરવવા માગું છું. માટે ઘડપણનો વિલાપ કરતા નહીં બેસો.

**ભાઉસાહેબ**:—હે જવાન! તું મને શું દિલાસો આપી આપીને આપવાનો ? દિલાસો આપવાને બદલે તે લેવો હોય તો આવ મારી પાસે. જોને ! "ચોરાશી લક્ષ યોનિ રૂપી કિલ્લો હાથ આવ્યો, તેમાં બેલ, ઘોડા, ગધેડા, આદિ પશુ શરીર ધારણ કરીને મહા દુઃખ ભોગવે છે. જે પશુની ઉપર ભાર નાંખી લાકડી મારીને ચલાવે છે, તે પશુને ઘાસ કોઇ આપે તો ખાય, ને પાણી આપે તો પીયે. એ રીતે તે પશુને પોતાને સ્વાધીન કાંઇ પણ વ્યવહાર થઇ શકતો નથી. અરેરે ! એ કેવાં દુખી થાય છે ! ચાલતાં ચાલતાં થાકી જાય તોપણ કહી ન શકે કે હું થાકી ગયેલ છું, કે મારાથી ચલાતું નથી, જેથી કેવળ દુઃખ ભોગવે છે. મનુષ્ય દેહ પામીને આત્મજ્ઞાન સંપાદન ન કર્યું તેનું ફળ એ છે કે, ચોરાશી લક્ષ યોનિમાં ફરે છે અને ફરી ફરીને જન્મ મરણને પામે છે. વાસ્તે મનુષ્ય દેહ પ્રાપ્ત થયો છે તેમ છતાં જે પુરૂષ મોક્ષ થવાનું સાધન કરતો નથી, ને અધમથી કેવળ વિષય ભોગમાંજ સમગ્ર આયુષ્ય વ્યતિત કરે છે, તે પુરૂષ મનુષ્ય દેહ નષ્ટ થયા પછી પણ પશુ આદિ દેહને ધારણ કરી મોટાં દુઃખ ભોગવે છે."

રે જિય અજહૂ ન ગ્યાંન હરિ, ગ્લાંનિ ન સુની દુરબાંન;
અજર અરે મંગન લરે, જ્યાં પોરીકો સ્વાંન.

કોઇએક પુરૂષ પોતાના જીવને માયામાં લોભાયેલો લપટાયેલો જોઇને, પોતે વૃદ્ધ થવાથી પોતાના જીવને શીખામણ દે છે, કે હે જીવ ! હજુ લગી તુંને પરમાત્માનું જ્ઞાન તો ન થયું, ને તને ઘરડો એટલે નકામો સમજીને સર્વે કુટુંબીઓ તિરસ્કારનાં વેણો કહી સંભળાવે છે, તે સાંભળીને પણ તને ગ્લાની કે લજ્જા નથી આવતી, ને આંગણાંમાં તું નફટ થઇને અડયો રહે છે ! વળી આંગણે આવતા ભિખારી માગણ લોક સાથે લડી વઢીને વગર કારણે પાપની ગાંસડી બાંધે છે! જેમ કોઇ પોળનો કુતરો બીજા કુતરાંને પોતાની શેરીમાં આવતાંજ પેશવા ન દેતાં લડે છે, ને પોતાને તો મહોલ્લાના લોકો માર મારે છે, પણ પોતાના બાપનીજ પોળ કહેવડાવે છે, તેમ તું શાને કરે છે ? માટે લજવાઇને હવે ખુદાની નિમાજ કર. હું તો ઘડપણે વિશ્રાંતી લઉં છું.

તરકે દુન્યા ગીર તા સુલતાં શવીઃ
વગરને હમ્ચુ ચર્ખં સર ગરદાં શવી.

તું આ દુન્યાદારીની મોહોબ્બત તજ, કે જેથી તું પાદશાહ થશે; નહીં તો ફરતા આસમાનની મીસાલે હેરાન તથા સરગરદાન થઇને રખડયા કરશે. હે ભાઇ ! અંતે સૌનો નાશ છે. ભાગ્યમાં હશે તેજ થશે. ફાંફાં કાં મારે છે ? કોણ મરેછ ને કોણ જીવેછ ! શેનો હાય હાય કર્યા કરે છે ? કોના ઘર ને કોના બાર ! અમથો કાં ત્હારા જીવને તાવે છે ? કોણ છાતીએ બાંધીને સાથે લઇ ગયું છે કે તું લઇ જવાનો ? કોણ છાતીસે બાંધીને લાવ્યું હતું ? અમસ્થાં ફાંફાં ના મારો. મન મથુરાંમાં, ચિત દ્વારકે, ને ત્હારાં હૈયાંમાં તો સાલંગ્રામ છે !

**કલમઃ**—ભાઉ ! તમે કહ્યું તે ખરૂં છે, પણ પ્રગટીકરણ અને વૃદ્ધિ માટે યત્ન કીધા શિવાય મનુષ્ય પોતાને ઓળખી શકે નહીં. તે વીશે હું કહું તે જરા સાંભળોઃ– "અંતે મરવું છે, એ સમજવા છતાં પણ કોઇ મરવાની ઇચ્છા કરતું નથી ઉલટી વધારે જીવવાની આશા રાખે છે. સંસારી દુઃખી ને સન્યાસી સુખી. દુઃખ બંધનમાં પડયા પછી તેમાંજ સંતોષ માની રહે એવો કોઇનો જન્મ સ્વભાવ નથી; ઉલટું તેમાંથી છુટવાને મથન કરે છે. સ્થિતિ હોય તેથી વધારે સારી કરવાને સઉ કર્મ કરે છે. વધારે વધારે સુખ પ્રાપ્ત કરવાને સૌ લોભ રાખે છે. માત્ર ન ફાવેથી સંતોષ ધરી બેસે છે. મનુષ્યનો અનિવાર્ય સ્વભાવજ છે, કે તેણે પોતાની સ્થિતિ ઉત્તરોત્તર વધારે સારી કર્યા કરવી. તો વસ્તુતઃ અંતે નાશ કયાંથી હોય ? 'અંતે સૌનો નાશ છે' એ મત, ધર્મ નીતિની શિક્ષા આપવા માટે અને દુઃખમાં દિલાસો મળવા માટે નિકળ્યું છે, પણ ઉદ્યમ ન કરવો, સ્થિતિ ન સુધારવી, એને માટે નથી નિકળ્યું. ઘણાંક બંધન, અજ્ઞાન, દુરાચરણ, અનભ્યાસ, નિરૂદ્યમ, અવ્યવસ્થા, એથી આપણે ધાર્યા પ્રમાણે કામમાં ફાવી શકતા નથી, પણ શું તેટલા માટે 'અંતે નાશ છે' એમ માનવું ? તે તો માત્ર મહોડેથીજ; બાકી કર્મ તો બધાંએ કર્યાજ કરવાં."

**ભાઉ સાહેબઃ**—મેં તો જે અનુભવ્યું તે તને કહ્યું. નસીબ આગળ વૃદ્ધિનું શું ચાલ્યું ? મેં જે વાંચ્યું તે તને કહું:– "દુષ્ટ મરકી સાથ બાથોબાથ લડી, પોતાની વહાલી કોમનું રક્ષણ કરનારા વીરલા ડાકટર કેખુશરો બહાદુરજીની ઝેરી તાવની ગમખાર માંદગીથી કીયો જરથોસ્તી અજાણ છે ? પોતાના ફરેસતાઇ ધંધાને તેના ખરા આશિર્વાદમાં ઝળકાવનારા એ બેહેસ્તે રોશનમાં વાસો પામેલા તબીબ માટે જોડાયલી કરૂણારસિક ગરબી 'બહાદુરી તું કરીને કમાયો, લઇ ગયો જશ તું માતાનો જાયો' શું શિખવે છે ? એજ, કે એ નામવર જીંદગીના દીલગીરીભર્યા અંજામે હજારો કુટુંબોમાં આંસુની ધારો છોડાવી છે. બીજા પણ ઘણાક તબીબો આ બુરા મરજથી જીંદગી ખોઇ બેઠા છે. ડા૦ કેખુશરો ફીરોઝ હોશંગ દસ્તુરનું દીલગીરીભર્યું જવાન મરણ યાદ કરીને, હે

કલમ ! હવે મને કહે, કે આવી રીતે અંજામ કેમ આવ્યો ?" કલમઃ—ચઢતી પછી પડતી જોવામાં આવે છે, પણ શું પડતી પછી ચઢતીનો સંભવ નથી વારૂં ? પડતી થાય છે તેનાં પણ કારણો હોય છે. ને એ કારણો જે પ્રમાણે દુર કરવામાં આવે છે, તે પ્રમાણે પડતી મોડી આવે છે, અથવા નથી આવતી, અથવા પડતીમાંથી પાછા ચઢતીમાં અવાય છે. અંતે નાશ છે એ મત, ચઢતીમાં બેહકી ન જવાને માટે છે. અગર એ મત, તત્વ વિચારથી ખરૂં માન્યે તોપણ તે મત પ્રમાણે ને તેમાંથી નિકળેલા પ્રારબ્ધવાદ પ્રમાણે સંસારમાં કોઇથી વર્તાયું હોય, કિંવા જડ થઇ કોઈ ઘરમાં બેસી રહ્યું હોય એમ નથીજ.

ચેહેરેપે મલામત ન જીગરમેં અસરે ગમ,
માથેપે કહીં ચીંન અબરૂમેં કહીં ખમ;
શિકવા ન ઝબાં પર ન કભી ચશ્મ હુઇ નમ,
ગમમેંભી વોહી અયેશ, અલમમેંભી વોહી દમ,
હર બાત હર અવકાત હર અફ્આલમેં ખુશ હએ.

**ભાઉ સાહેબ** :—સર જમશેદજીએ વૃદ્ધિ કરી પણ છેવટે નસીબનેજ તાબે થયા. રૂશતમ પહેલવાનના પ્રયત્નો બહુ વખણાયા પણ પ્રારબ્ધે તેનું છેવટ કેવું આણ્યું ? ખરશેદજી ફરદુનજીની વૃદ્ધિ કાંઇ ઓછી હતી ? તાળે રોશન હતું તે બરગસ્તે કાં થયું ? રૂસ્તમજી જીજીભાઇએ જે ઉદાર વૃત્તિ રાખી તે પ્રગટીકરણ માટેજ, પરંતુ કરમ પાધરૂં નહીં તે પાસો ઉંધો પડ્યો.

**કલમ** :—"ઉંચી નીચી ભોંય ઉપર ગાડીની જે ગતિ હોય છે તેના કરતાં બાંધેલી સડક ઉપર વધારે હોય છે. જોગી પોતાનું આવર્દા વધારી શકે છે. આપણે ઓષડથી રોગ દૂર કરી શકયે છિયે. પૃથ્વિ ઉપર માણસ જાત પોતાનું જ્ઞાન ઉત્તરોત્તર વધારતી જાય છે. આપણા દેશમાં મહા પુરૂષો હતા ને આજે નથી. પણ શું આજે બીજા કેટલાક દેશોમાં આપણા થઇ ગયલા મહા પુરૂષો કરતાં ઉંચી પદ્ધિના મહા પુરૂષો નથી ? છે. ઉદય અસ્ત, ભરતી ઓટ, ચઢતી પડતી, વૃદ્ધિ ક્ષય, એનાં ચક્ર રૂપાંત્તર થયા કરે છે, તે વિષે આપણે નથી કલ્પી શકતાં કે કીયે મુકામે તે ક્રિયા અટકશે. અર્થાત, જગત્‌માં વૃદ્ધિજ છે. વૃદ્ધિને અટકાવનાર અવ્યવસ્થા ને અનાચારજ છે. માટે વ્યવસ્થાની સાથે ઉદ્યમ થયાં કરે, તો વૃદ્ધિ પણ થયાં કરેજ. એ વૃધ્ધિના વિચારથી યૂરોપ, અમેરિકાના લોક ઉંચાં યશ સુખ ભોગવે છે. આપણે તે ભોગવતા હતા, પણ તત્વજ્ઞાનના પુસ્તકોનો મર્મ ન સમજવાથી અને આપણી અનીતિથી આપણે દુર્દશામાં આવ્યા, ને એમાંથી ઉંચા સદગુણ વિના આપણાથી બહાર ન નિકળાયું ત્યારે સંતોષ તથા પ્રારબ્ધને સાહીને સુખ માની લેવા માંડયું, ને ઉદ્યમ કરવાના સ્વભાવ છતાં ઉદ્યમનાં સાધન તુર્ત ન મળવાથી અનેક બંધન, અને ભયથી

કાયર થઇ નિરાંતે આપણે બેઠા છિયે. એ સ્થિતિમાંથી પાછા નિકળવાને ઉંચા સદ્‌ગુણ ધારણ કરવા જોઈએ. જ્ઞાન વધ્યું, ચાંચલ્ય વધ્યું, મોટાં કામ લેવામાં સૌર્ય બાહર પડયું, એટલે આપણી સ્થિતિ વધારે સારી થઇ એમ સમજવું. There is nothing so bad in which there is not something of good."

**બાઉસાહેબ :**– "જગતમાં સર્વ વસ્તુઓ, આપણા શરીર સુદ્ધાં બધાં કલ્પના શકિતનાંજ કારણો છે. તમારી કલ્પના ને વિચારો ખોટે રસ્તે દોરાયલાં છે તેને લીધેજ દુઃખ, મુશીબતો, ચિંતા વગેરે ઉત્પન્ન થયાં છે. આવા ખોટે રસ્તે દોરાયેલા વિચારો ને કલ્પના તમને બંધન કરે છે, ને માત્ર સત્ય રસ્તે દોરેલા વિચારો ને કલ્પનાથીજ મુકત થવાય છે. સીધે રસ્તે સીધુંજ પરિણામ આવે છે.

સાહેબકા નામ સાચારે!

રાજપાટ ઓર સુખ સાહેબી, સબ કામ કાચારે-સાહેબકા.
જુઠા કુલ પરિવાર હે, બાવા ઓર ચાચારે–સાહેબકા.
કયા કંચન કયા કામિની, યે જમકા ખાંચારે-સાહેબકા.
અમર મિટાઇ ના મિટે, સત ગુરૂકી વાચારે–સાહેબકા."

**કલમ:**—આમ સમજો છો, ત્યારે દુઃખી કાં રહો છો ? અશો જરથોસ્ત પર અનેક વિપત્તિઓ પડી હતી તોપણ તે સાહેબ ખરો દિલાસો દાદાર હોરમઝદ તરફથી મેળવતા હતા. અશો જરથોસ્ત ગાથામાં કહે છે કે, "ઓ અહુરમઝદ ! નથી કોઈ મને ખુશી કરતું...મારા સાથીઓ થોડા છે. માટે હું તુંને નમંતાઇથી અરજ ગુજારૂં છું, કે આ મારી હાલત તરફ તું નેગાહ કર, તથા જેમ એક દોસ્ત બીજા દોસ્તને મદદ આપી શકે તેમ હું તારીથી દિલાસો માગું છું. પરમેશ્વરનું ધાર્યું થશે. એક ધર્મી માણસને જંજાળો વધારે ધર્મી બનાવે છે તે તેની આવતી જીંદગીનું યકીન, આશા અને તેને માટે બને એટલાં વધારે સારાં કામ કરી લેવાની ખંત વધારી આપે છે. કેમકે તે વિચારે છે, કે જોકે આ જીંદગી ઘણી હાદેસાવાળી અને ઘણી દુઃખવાળી છે તોપણ મારી આવતી જીંદગી નાશ વિનાની અને સુખી નિવડશે. What God will no frost can kill મનમાં ઘણીક વેળાએ કેટલાકો ખ્યાલી દુઃખો લાવે છે તેથી ઘણું સોસવું પડે છે, માટે અગાઉથી બીહને ખ્યાલી દુઃખો મનમાં લાવવાં નહીં. કલ્પિત દુઃખોથી ખરાબી થાય છે, અને તે વિચાર મનમાંથી કાઢી નાખવાથી દુઃખ ઓછું કરી શકાય છે.

હરેક જણ પોતપોતાના ધર્મના વિચાર ખરા અંતઃકરણથી માનતો હોય તેહ તે આખી જીંદગીમાં જેવું ઈચ્છે છે તેવુંજ મૃત્યુ પછી પામશે. સત્ય રીતે સ્વર્ગ કે નરક, બેહેસ્ત કે દોજખ આપણા પોતાના ઉપરજ આધાર રાખે છે. મરણ પછી આપણું બેહેસ્ત કે દોજખ આપણે પોતેજ ઉત્પન્ન કર્યે છિયે. બીજા બધા સ્વપ્નાજ

છે. સ્વપ્ના તે સમયે આપણુને સત્ય ભાસે છે. સ્વપ્નામાં આપણુને બધું સત્ય ભાસે છે, તેજ પ્રમાણે આ પણ સત્ય ભાસશે. પરંતુ ખરી રીતે તે કાંઇજ નથી. માત્ર સ્વપ્નુંજ છે. માટે દુઃખોથી પેટ ભરીને જીવવું જોઇતું નથી."

## દિલાસા પત્ર ૧૯૮ મો.

"Thy day without a cloud hath pass'd,
And thou wert lovely to the last
Extinguish'd, not decay'd!
As stars that shoot along the sky
Shine brightest as they fall from high."

*Byron.*

યશોદા બ્હેન! ત્હારા બન્ને દીકરા મરી ગયા ને હવે બાપા મૂઆ. મરનાર બાપા તો આ ખુરશી ઉપર બેસતા હતા, બાપા તો આ પાટલે બેસી ભોજન ખાતા હતા, બાપાને તો આ પકવાન ઘણું ભાવતું હતું, એવા એવા દિલગીરીભર્યા વિચારોથી તું તેમના આત્માને પણ ખેંચતાણમાં નાંખે છે, ને એવા પરવારતા વિચારોથી તું પણ ગમગીન રહે છે. દુઃખમાં દુઃખ વળી જાર કર્મ કર્યાનાં ખોટાં તોહુમતોથી તું પીડાય છે. ત્યારે સમજો. મુવેલાંઓ કેવાં પવિત્ર છે તે તું જાણુતી નથી? કુદ્રતના આવીંદની કારીગીરિથી બનેલો પવિત્ર મટ્ટીનો તે ખુદાઈ આકાર, અને ઇશ્વરિ કરામતથી બનાવેલો માટીનો આ દેહ રૂપી જભ્ભો પવિત્ર આત્માને પહેરવાને આપ્યો હતો, તે જભ્ભો જુનો થયો, અને તેનો બનાવનાર તે લઇને બીજો નવીન ફેશનનો જભ્ભો આપવા માગે છે ત્યારે રૂદન કરનારાંઓ પવિત્ર આત્માઓનું કિંવા અશો રૂહનું સારૂં ચિન્તતાં કહેવાશે નહીં. જ્યાં સુધી તેં કે તારા બાપાએ ઇશ્વરને ઓળખ્યો નથી ત્યાં સુધી તમે નાદાન બાળકોજ કહી શકાશો. મોતને બાલે બાલ ઓળખો, ને પ્રભુને પિછાનો તોજ તમે મનુષ્ય જીંદગી ગુજારી એમ કહેવાશે. મોતને રડે છે, તો મોતના આણુનારને હજીએ નહીં ઓળખવાનાં ત્હારાં અજ્ઞાનપણાંને કેમ રડતી નથી? દાખલો આપું છું તે સાંભળ, ને તે ઉપરથી બોધ લઇ રડવાનું છોડી દે.

ઇંગ્લાંડમાં ૮૪ વર્ષનો એક ડોસો હતો. તે ૮૦ વરસની ઉમર પછી પ્રભુને પિછાનવા લાગ્યો હતો. જ્યારે તે મરણ પામ્યો ત્યારે તેની કબર ઉપર એવો લેખ તેણે કોતરાવવા ફરમાવ્યું, કે "મરણ. ઉમર વરસ ૪" એટલે કે જ્યારથી તે પ્રભુને પિછાનવા લાગ્યો ત્યારથીજ તેણે પોતાનો જન્મ લીધેલો ગણ્યો હતો!

હે યશોદા ! હ્હાડે વારે ફળો પાકવાનાં, ને કોહી જઈ નાશ પામવાનાંજ. ફુલો કાચી કળીમાંથી ખિલીને સુગંધ આવ્યા પછી કરમાઇ જવાનાંજ. દરેક વસ્તુ પોતાની બાંધી આપેલી ઉમર પૂરી થઇ કે પોતાનો નિમી આપેલો માર્ગ લેવાનાંજ. તેમજ ત્હારા બાપા પાકીને કોહી ગયા, તેમનો વખત પૂરો થયો, ત્યારે પોતાનો કુદ્રતી રસ્તો લે કે નહીં વારૂં ? ૮૦ વરસની ઉમરે મુઆ તોએ તું રડે છે, તો ૧૦૦ વરસની વયના થઇને ગુજરતે તોએ ત્હારૂં રૂદન તો એનું એજ હતે.

ત્હારા સ્વર્ગવાસી પિતા તો છ મહિના થયા સ્વર્ગમાં નવા જુના પણ થઇ ગયા, હવે તેમને ત્યાંનું ઓસીંગણુ શેનું ? ત્હારો દીકરો તો બહેસ્તમાં કે'દહાડનો નવો જુનો થઇ ગયો, હવે તું શેની અફાળઝીંક કરે છે ? ત્હારૂં ૪ વર્ષનું બાળક સ્વર્ગમાં કાંઈ ભુલું પડયું નથી, એકલુંએ નથી પડયું ને અટુલુંએ નથી પડયું. ત્યાં તેને વધાવી લેનાર ફરેસ્તાઓ કાંઈ ઓછા પડેલા સમજે છે; કે "તે શું કરતું હશે ? કયાં રવડતું હશે ? તેને કોણ છારવશે ? તેને પાણી કોણ આપશે ? મા બાપ વગર તે કોની આગળ જશે !" એવા એવા કલ્પિત સંતાપો કર્યા કરે છે ? ઘણી માતાઓ પોતાનું આઠ દસ વર્ષનું બાળક મરી જાય છે ત્યારે મોટો સંતાપ એજ કરે છે, કે તે એકલું અટુલું કયાં જશે ? પણ આ તો એક મૂર્ખ કલ્પનાજ છે. આટલા આટલા દિલાસા દીધા તોએ એનું એજ. સારી રામાયન સુનકર પુછા, સીતા કીસકી જોરૂ ? તે વાળો હાલ ત્હારો છે.

"પોપટ પેલો પેરડીનાં ઝાડની ઉપર,  
કોતરે છે પાકકાં એક પેરનું જીગર;  
કાચ્ચાં લટકે છે પણ પાકકાં વગર,  
બીજાં પર નહિ જતી તેની નજર !  
એવીજ રીતે મરણની ભુંડી ચશમ,  
બદીને છોડી, જાયછ નેકીની ગમ."

સારા વખતમાં તો મને પારકાં દુઃખીઓને દિલાસા આપતાં ઘણુંએ આવડે, પણ માઠા પ્રસંગે દિલાસા માટે મારે બીજા તરફજ જોવું પડે. બીજાંઓને સંકટ કે સકડામણ અથવા ભિડાતી આવી પડે ત્યારે આપણે કમર કસવામાં બહાદુર હોઇએ, પરંતુ આપણાજ પોતાના ઉપર જયારે વિપતિ કે હલાકી આવી પડે ત્યારે આપણે પોતાને સહાય કરવાને બદલે ગભરાટને લીધે ઉલટો વિશેષ બગાડો કરીએ છિયે. સબબ તેવા બારીક પ્રસંગે બીજાંનીજ સહાયતા લેવામાં મનમાં ઓછું ન લાવવું. ગમે એવો એક પાકટ ડાકટર કે વૈદ માંદો પડે છે ત્યારે તેના ઓષડો બીજાજ ડાકટર, કે બીજાજ વૈદ કરે તો તેને ઝટ આરામ થાય છે. એક ગમે એવા બાહોશ વકીલ કે બેરીસ્ટર ઉપર ગંભીર આરોપ આવી પડે ત્યારે જો તેજ પોતાનો વકીલ થઇ ઉભો રહે છે તો પોતાને અનર્થ કરે છે, કેમકે તે વેળાએ

તેની શુદ્ધિ બુદ્ધિ બરાબર રહેતી નથી, અને ખરી બીનાનો જે છાપ તેના અંતઃકરણ ઉપર પડેલો હોય છે તેથી જોઇતો બચાવ તેનાથી કુદ્રતીજ થઇ શકતો નથી; તે વેળાએ તેનો બચાવ બીજોજ વકીલ બરાબર કરી શકે.

બ્હેન ! વારંવાર એવું બને છે, કે દુઃખમાં આપણે કુદ્રતને નિંદયે છિયે, પણ આપણે આપણી કસુરને નિંદતાં નથી. **સેનેકા** જેવો મહાન ફિલસુફ કહે છે, કે તેની બાયડીની આયા નામે **હરપાસ્ટે** લગભગ આંધળી થઈ ગઇ હતી, પણ તેણી એવું નો'તી જાણતી, કે હું આંધળી થઇ છું, તેથી તે બોલતી કે, "ઘેર નરૂં અંધારાંવાળું થઇ ગયું છે! એ બધી જગત અંધકાર ભરેલી કાં થઈ જતી હશે!" હરપાસ્ટેના મનના આ ધખારાથી આપણને હસવું આવે છે, પરંતુ આપણ સર્વ એજ રીતે દુઃખના સમયમાં નિહાળ્યે છિયે. ઘણાં માનસિક દુઃખો ધખારાથી પેદા થાય છે, ને ધખારાથીજ તેના ઉપચાર થાય છે. અને તેવી જાતનો વહેમી વિશ્વાસ દુઃખીઓમાંથી અટકાવવો એ તેઓને વધુ દુઃખ કરવા જેવું છે. સુધરેલા દેશોમાં એવા દાખલા બનેલા છે. પોતાનાં સંકટો કપાઇ જાય એવા ધખારાથી, તથા **પોપના** જેવા પવિત્ર થઇ જવા માટે સર **જોશુઆ રેનોલ્ડસે**, લોકોનાં ટોળાંમાંથી હાથ ઘાલીને પોપને હાથ અડકાડ્યો હતો, અને પોતાને કૃતાર્થ થયેલો માન્યો હતો! **એલન કનિંગામ** એમજ ધારતો હતો, કે સર **વોલટર સ્કોટને** જોવાથીજ તેનાં દુઃખડાં ટળી જઇ તે સુખી થઇ જશે; જેથી ચાલતો ચાલતો છેક **એડીનબરો** ગયો હતો, ને રસ્તામાં **સ્કોટને** દીઠો ત્યારથીજ તે એક મજુર ઉપરથી સુખી આદમી થયલો પોતાને માનતો હતો! કહ્યું છે કે

ગંગા જમના સરસ્વતિ સાત સમુદ્ર ભરપુર;
તુલશી ચાતકકે મતે બીન સ્વાતિ સબ ધુર.

મહાન ચિતારો **હેડન** એમજ માનતો હતો, કે **રેનોલ્ડસને** માત્ર જોવાથી અને તેને હાથ લગાડયાથીજ તેને ચિત્રકારનો હુન્નર પ્રાપ્ત થવાથી તે સુખી થયો હતો. કેમકે તે પહેલાં બીરોજગારીને માટે તેને ચિંતામાં રહેવું પડતું હતું. **રોજર્સ** અને ઐઝાક **દીઝરાયલી** જેવાઓને એવોજ છંદ હતો, કે **જોન્સનને** જોવાથી તેઓને આનંદ પ્રાપ્ત થશે અને મગજ ઉપર માઠી અસર રહેશે નહીં. પણ **બોલ્ટકોર્ટ** આગળથી બન્નેને નિરાશ થઇ પાછા ફરવું પડ્યું હતું. **દીઝરાયલી** જે દહાડે તેને જોઇને જીવ ઠેરવવા ગયો ત્યારે થોડાકજ કલાક પહેલાં કોષકાર **જોનસન** તો મરી ગયો હતો!

હે જશોદા ! આવી જાતના મનના ધખારાનાં વળી નવી જાતના માનસિકદુઃખો પણ હસતી ધરાવે છે, ને તેના ઉપચારો પણ તેવાજ તને માલમ પડયા હશે. એ પ્રમાણે

અજબ ખેલ હય દુનિયાં, જિસમેં ચાલ હંમેશાં રંજકિ હય,
સચ પુછો તો દુનિયાંદારી યક બાજી શતરંજકિ હય.
જો આગે અપને બયદા હય, વહી હય ખુદ દુશમન અપના,
રાહ દીખાનેવાલા હો જાતા હય યહાં રહજન અપના.
હાઇ ઘર ઘોરા ચલ કર જબ ચુક ગયા આસન અપના,
હાથી અપને હાથોંસે બંધવા દેતા તન અપના.
શાહ પિયાદા સબકી હાલત દુનિયામેં શશ પંજકિ હય. સચ.

મહા પુરૂષો પણ પોતાની છુપાયેલી કસુરને માટે બીજાંનીજ કસુર કાઢવાના. ગમે એવા અનુભવ છતાં તેઓ પણ લોભ કે અદેખાઈ કદિ છોડતા નથી, અને પછી તેમાં જ્યારે અંતે દુઃખ પામે છે ત્યારે તેઓ બીજાંની કસુર કાઢવા મંડી જાય છે. કોઇ પણ આદમી પોતે લોભી યા અદેખો છે એમ સમજીજ શકતો નથી. લોભ વગર પારીસ કે રોમમાં કોઇથી રહી શકાતું નથી, પણ "હું તો લોભી નથી; હું તો ખર્ચાળ નથી, પણ શહેર મારૂં એવું છે, કે જેમાં મોટો ખરચ કરવાની જરૂરજ પડે છે, અને તે ખર્ચને પહોંચી વળવા લાલચ ને સરસાઇ તો રાખવીજ પડે!" એવાં વાક્યો એક ફ્રેંચ કે એક રોમન કહેવાનોજ. એ ઉપરથી બ્હેન ત્હારી ખાત્રી થશે, કે દરેક માણસનું મન તેને ગમતી દુન્યાં બનાવી શકે છે. કુંજરા અને ગમગીન સ્વભાવનું મન પોતાની દુન્યાંને દુઃખમય બનાવી શકે છે. આનંદિ સ્વભાવવાળું મન પોતાની જગતને આનંદમય બનાવી શકે છે. એક ગરીબ ખેડુતને કે એક પાદશાહને સુખ દુઃખ આપે છે તે તેનું મન છે. એક માણસ પોતાના હૈયાંમાં રાજા હશે, જોકે તે ખરો રાજા નહીં હશે. બીજો પોતાના દિલથી દળિદ્ર ગુલામ હશે, જોકે તે ખરેખરો ગુલામ નહીં હશે. આપણી જીંદગી એ આપણા મનનો આયનો છે. ભલાંને દુન્યાં ભલી લાગે છે, ભુંડાંને દુન્યાં ભુંડી લાગે છે. ત્યારે આપણે આપણું કામ કર્યા જાવ. નેક માર્ગે રોકાયલાં રહો. આપણી ફરજ એજ સત્ય છે. ફરજ એજ સુખી જીંદગી માટે અવશ્ય છે.

"Therefore we can go die as sleep, and trust
Half that we have
Unto an honest faithful grave;
Making our pillows either down or dust."

યશોદા! દુન્યાંની આવી ગતિ તરફ આપણે કેવાં ખેંચાઈ જઈએ છિયે! આબાદ હાલતને દુરથી જોઇને કેવો હાંફરો કરીએ છિયે! અરે તે દુન્યાઈ આબાદી! કેવી લલચાવનારી છે! સઘળાંઓની શાબાશી અને વખાણથી તે ચળકતી દીસે છે; અને ઘણા જણ જેઓએ અપરાધ વગર હલાકી ખમી હોય છે, અને બડબડાટ કર્યા વિના મોટી જંજાળો સહેવી હોય છે, તેઓ પણ તેની મોહિત કરનારી

અસરથી અંજાઇ જઇને તેને માન આપવાની તથા તેની પુજા કરવાની લાલચને આધીન થયા છે. આ પાણી ફરતા આસમાને જે મોટા મોટા પહેલવાનો હતા તેઓને ખાકમાં ભેળી નાંખ્યા, અને જે લાયક મરદ બચ્ચા હતા, તેઓને માથે હલકા પાણી લોકોને સરદારી આપી.

સુંદર નારી સંગ, હિંડોલે ઝૂલતે,
પેર પાટંબર અંગ, ફરંતા ફૂલતે;
જોતે ખૂબી ખેલ, કે એક બજારકી,
સોબી હો ગયે છેલ, કે ઢેરી છારકી.
કરત રંગ વિલાસ, બેઠકું છેડિયાં,
મરદ છરદ મનવાર, કસુંબી કેરીઆં;
ભોજન નવલી ભાત, સવાદુ સાકકે,
ઉડ ગુયે તુર સમૂર, કે જેસે આકકે.

જગત્‌માં એ તો એક નિયમજ થઇ લાગો છે, કે જે મનુષ્ય ધ્રુવ વસ્તુઓને છોડીને અધ્રુવ વસ્તુઓને સેવે છે તેની ધ્રુવ વસ્તુઓ નાશ પામે છે, અને અધ્રુવ વસ્તુ તો નાશવંતજ હોય છે. ગમે એવા માલેતોજારને, ગમે એવા સરદારી ભોગવતા હાકમ જેવાઓને પણ અંતઃકાળે ઇશ્વરિ રાહ રીતિઓનીજ લાલસા થાય છે. કોઇ તે લાલસામાં પસ્તાય છે, ને કોઈ તે પવિત્ર હાલત ઝટપટ મેળવી લે છે. અંતઃકાળે ગરીબીમાં પણ પવિત્ર અને ભક્તિ ભરી જીંદગી ગુજારવા સર્વને મન થઇ આવે છે. કોઇને મોંડે સુઝ પડે છે, ને હાથ ચોળે છે. ગ્રોશીઅસના મરણની થોડાકવાર આગમચના બોલો પણ એજ હતા, કે "જેન ચુરીક (તેનો એક પાડોશી, જે જોકે વગર ભણેલો, તો પણ ભક્તિમાન, અને અતિશય ભલો હતો) ની સાથે મારી હાલત બદલવાને મારૂં સઘળું જ્ઞાન તથા માન આપી દેવા હું તૈયાર છું!" પણ હાલતની અદલ બદલ કરવા માટે આ ઇચ્છા ઘણી મોંડી હતી. ગ્રોશીઅસના તકદીરમાં જેન ચુરીકના જેવી ભલાઈભરેલી નેક જીંદગી લખાયલી નો'તી.

તકદીરકા લીખા યેહ કીસીસે મીટા નહીં:
અબ મેરા કોઇ વહાંપે સિવાયે ખુદા નહીં.—તકદીરકા.
યેહ કહે ગયા કે બાપકા તેરે લીખુંગા યું;
ઇસકે લીખેગા ઔર મેરેકા જરા નહીં.—તકદીરકા.
ગર યેહ હજાર લીખ્ખે વહે હોગા મેરા કયા,
જો કુચ્છ ખતા હય ઈસકી, કુચ્છ મેરી ખતા નહીં.—તકદીરકા.

પ્રિય યશોદા! ખોવાયેલી માછલી હમેશ મોટી લાગે, મરી ગયેલું બાળક હમેશ ખુબસુરત લાગે, મુએલી ભેંસને ઘી ઘણું બોલાય. મુઆ પછીજ સૌની કદર છે. દુઃખ વેઠેજ સુખની પ્રાપ્તિ થાય છે. રૂને પિંજારો પિંજે છે, કાંતે છે, વિગેરે

સંસ્કાર કરે છે ત્યારેજ તે સ્વચ્છ થાય છે, અને ત્યારેજ તેનું સુતર બને છે. તેજ પ્રમાણે આપણે પણ આ દુન્યાંના ચરખામાં પીળાઇને દરેક સુખ દુઃખ સહન કરી સઘળા સંસ્કારોમાંથી પસાર થઇએ, ત્યારેજ ગુણવાન થવાય છે. દુઃખ વિના ઇશ્વર પણ યાદ થતો નથી. સુખમાં તો તેની યાદ ઓછીજ થાય છે. કહેવત છે કે, સુખે સાંભરે સોની, ને દુઃખે સાંભરે રામ. મોલ્યર કહે તેમ "The difficulties with which we are met are the maids of honour which se toff virtue." દેશી વૈદોનો આ એક કાનુન છે, કે રોગને કે દર્દને કે તાવને એકદમ અટકાવ્યાથી તે થોડાવાર અટકીને પાછાં ઉભરી નિકળે છે, માટે દુઃખ દર્દને આવતાંજ એકદમ અટકાવવાં નહીં. થોડાક તાપ તો જોઇએ. થોડાંક દુઃખ તો જોઈએ.

બ્હેન યશોદા ! ગોખી રાખજે કે, સચ્ચાઇની શોધમાં નિંદાનું કડવું ફળ તો નોંધાયેલુંજ હોય છે. આકહેમ જેવા અંગ્રેજ ફીલસુફને ફીલસુફી ઉપર મથન કરવા માટેજ પોપે ન્યાતબહાર મુકયો હતો, ને મ્યુનીચ ખાતે ઘણી વિપત્તિઓ હિંમતથી વેઠીને દેશવટામાંજ તે મરી ગયો હતો, પણ તેના મનને જરાએ દુઃખ લાગ્યું ન હોતું. સચ્ચાઇની શોધમાંજ વેસોલ્યસના ઘણા અદેખા શત્રુઓ ઉભા થયા હતા, ને બ્રુનો તથા ગેલીલ્યોની માફક તેણે "માણસ" ની ફીલસુફી માણસોને સમજાવવાથીજ તેને કેદખાનાની અને પછી મોતની સજા થઇ હતી; પરંતુ સ્પેનના રાજાની મહેરબાંનીથીજ તેને દેશનિકાલની સજા કરવામાં આવી હતી. તે બદગોઇનો ભોગ થઇ પડયો તોએ હિંમત હાર્યો નહીં, અને ભુખમરા તથા માદગીને લીધે ઝેંટે ખાતે મરી ગયો, પરંતુ છેવટ સુધી તેણે નિંદાખોર શત્રુઓને તાબે થવાની ના પાડતાં જણાવ્યું કે ; "આ બધી નિંદાઓ એકઠી થવાથી તેની ઇઝઝતનો ઢગ બન્યો છે !" બુદ્ધિમાનો, શત્રુ ઉચ્છેદન કરવાને યોગ્ય હોય તોપણ એક વખતે તેને વધવા દે છે, અને પછી ગોળે કરીને વધારેલો કફ જેમ સમુળગો વિનાશ પામે છે, તેમ વૃદ્ધિ પામેલો શત્રુ પણ સમુળગો વિનાશ પામે છે. તેમજ શાણા દાના માણસો પોતાની બદગોઇ કે નિંદા કરનારને આગળ વધવાજ દે છે, જેથી એક યા બીજે રસ્તે તેઓ ખાડામાં પડયા શિવાય રહેતા નથી. યશોદા ! ગમે એવી સ્થિતિમાં તું ઉદાર દિલની રહેશે, તો તને દિલાસો માગવાની જરૂર રહેવાની નથી. જયારે તું રસ્તામાં કોઇ વસ્ત્ર વગરનો ભટકતો, ઠંડીથી ધ્રુજતો, અને ઘરબાર વગરનો જૂવે, ત્યારે સખાવતથી તારૂં દીલ ઉંઘાડજે, સખાવતની પાંખથી તેને મોતમાં છાંયો કરજે, કે જેથી ત્હારૂં રૂહ સદા શાદમાની ભરેલું રહી ત્હારૂં નામ જીવતું રહેશે. યશોદા સમજાવેલી સમજી નહીં, ગમે એટલા દિલાસાએ તેણીને અસર કરી નહીં, અને મુઝાવા ને ગાવા લાગી:—

સાંઇ સાંઇ વે રાખો લાજ હમારી,
નદીઆં ઘેરી વારીવે, નાવ પુરાણી મેરા મીઆં,

મોલા ઉતારે બેડા પાર,—સાંઇ સાંઇવે.

હે યસોદા ! દુઃખમાં જે સ્ત્રીઓ રૂદનના રાગડા કાઢે ત્યાં હું તો દુઃખની ખરેખરી ચોંટ લાગેલી જોતો નથી. If a mourner, you cannot sing; if you can sing, you cannot mourn. જેને ખરો ગમ લાગે તે રાગડા ના કાઢે, ને જે રડવામાં રાગડા કાઢે તેને ખરેખરો ગમ ના હોય. તોય યશોદા તો આશાભંગ થઇ પ્રભુને મેણું મારતાં બોલી;

સાધન બલ હોં તરૂંગો, પ્રભુ કા તુમ એસાંન ?
કરિહોં તારન બરદ કા, ડારિ કુસિધાંનો લોંન.

હે પ્રભુ ! હું જ્યારે મારાં સાધનનાં બળથી તરીશ ત્યારે તેમાં તમારૂં શું સપાડું ? તમે તુમારી ખુદાવંદીના પ્રતાપથી હું સરખી પાપી દુઃખીને નહીં તારો, નહીં બચાવો, તો તો હું બૂડીશજ, પણ પછી તમે તમારાં તારણ બળનું શું મીઠું નાંખીને અથાણું કરશો ? માટે અતિ દુઃખયારીની ઉપર કૃપા કરીને હવે દુઃખમાંથી ઉગારો !



# દિલાસા પત્ર ૧૯૯ મો.



" The tempest in my mind
Doth from my senses take all feelling else,
Save what beats there. "

વ્હાલા ચીસ્તી ! ત્હારી મોટાઇનો ગર્વ છોડી દેશે નહીં, ત્હારી દોલતનું અભિમાન તજી દેશે નહીં, અને ત્હારી જવાનીની ગરૂરીનો ત્યાગ કરશે નહીં ત્યાં સૂધી ત્હારાં મનને જરા જરામાં લાગતું દુઃખ અને સંતાપ કદિ કમી થશે નહીં. ત્હારૂં અવિચારીપણાનું આ લક્ષણ છે, તેથીજ જ્યાં જાય છે ત્યાં માનભંગ થાય છે. જેવી જગત્ ઘટમાળ રૂપ છે તેવો પટમાળ રૂપ સંસાર છે. કુવામાંથી એક ઘટ ભરાઇને ખાલી થનારી જેવી ગતિ ચાલ્યાજ કરે છે, તેજ પ્રમાણે શાળ ઉપર નાંખેલા તાણા બાણામાંથી કાંટળો જેમ જાત્ર આવ કર્યા કરે છે તેમ મરણના ફેરાઓ આપણે ખાતાં રહ્યે છિયે, ને સુખ દુઃખના આંટા અનુભવતાં રહ્યે છિયે. માણસ વિચાર કરે તો તેનાજ દેહ અને તેનાજ પિંડમાં આખી સૃષ્ટિનો કારભાર ચાલી રહ્યો છે. માટે પિંડમાં બ્રહ્માંડ રચાયેલું છે, અગર બ્રહ્માંડમાં પિંડ છે, તેના તર્ક વિતર્ક કીધાથી હર્ષ અને શોક લાગુ પડે છે. દિલગીરી અને દુઃખ એ આપણા અવિચારનુંજ પરિણામ છે. સૌએ પોતાને ઘરે ઘરના રાજા માની બેઠાથી, સૌમાં હું વડો

કહેવડાવવાની લાલસાથી, અને "હું મોટો"ની મોકાણથીજ આ સંસારમાં સર્વે મોટાઇખોરાઓ દુઃખના ગારમાં પડયા છે. હે ચીસ્તી ! આ નિર્જીવ—જીવીકા કથા સાંભળ. દરિયામાં તરતું નાળ્યેર કહેવા લાગ્યું કે; "હું દરિયામાં તરૂં છું ખરૂં, પણ દરિયો તો મારાં શરિરમાં પણ ભરેલો છે, માટે હું દરિયા કરતાંએ શ્રેષ્ટ કેમ ના કહેવાઉં ?" એટલામાં એક સુંદર નવીન હોડકું ફરતું ફરતું આવી લાગ્યું. હોડી કહે :—"હે નાળ્યેર ! તને આવડું મોટું અભિમાન થયું તો ભલે, પણ હું એવું તો શ્રેષ્ટ છું, કે તને અને ત્હારાં શરીરમાં ભરેલા સમુદ્ર સાથે હું મ્હારામાં લઇ શકું છું." આમ કહી હોડીમાં નાળ્યેરને ઉંચકી લીધું. આથી નાળ્યેરનો ગર્વ ઉતરી ગયો, અને દિલગીરીથી મ્હોં ઉતરી ગયું. થોડેક ચાલતાં પેલી નવીન સુંદર બોટ ખડક સાથે અથડી પડી. આવી સુંદર સહેલ કરવા સારૂ બાંધેલી કિંમતી નવીન હોડીમાં બેઠેલો તેનો ધણી દિલગીરીમાં ગરકાવ થઇ બેઠેલો છે, એવામાં એક મોટી આગબોટ આવી. પેલા ધણીએ આગબોટના માલમને સારૂં ઇનામ આપવાથી બોટને આગબોટમાં લઇ લીધી. હવે નાળ્યેર તે બોતને કહેવા લાગ્યું :- "હે બ્હેની ! તમે અભિમાન કરતાં હતાં તે તમારૂં અભિમાન કયાં રહ્યું ? તમારામાં હું છું, કે તમે કોઇનામાં છો તેનો વિચાર કરો !" આ ટોંણાથી બોટને દુઃખ લાગ્યું. આ વાદવિવાદ ચાલતો જોઇને આગબોટ કહે :—"તમ સર્વેને મારામાં સમાવેલાં હોવાથી, હું સર્વમાં શ્રેષ્ટ કહેવાઉં !" આખરે સમુદ્ર કહેવા લાગ્યો :—"હે બંધુઓ ! અકેકના ઉપર સરસાઇ ભોગવવાનું છોડી દો. હું દરિયો તે દરિયોજ. નાળ્યેરમાં ખોબલી ભરાય એટલું પાણી છતાં દરિયો ભર્યો હોય એવું તેને મોટું અભિમાન લાગ્યું, અને બોટને તથા આગબોટને પોત પોતાની નજરે પોતાનું મોટાપણું જણાયું, પરંતુ સર્વ મારાં પેટાંનું એક ખૂણું પણ રોકી શકતાં નથી, તો પછી મારાથી શ્રેષ્ટ કોણ ?" આથી આગબોટનો ગર્વ ઉતરી ગયો, ને શોક સાગરમાં ડુબવા લાગી. એટલામાં બ્રહ્માએ દર્શન દઇ દરિયાને કહ્યું; "હે અભિમાની ! પરમાત્માએ શેરને માથે સવાશેરની રચના કરી છે. તું કુલાઇ નકો જઇશ. ત્હારા જેવા પુષ્કળ દરિયાઓ આ નાનકડી પૃથ્વિમાં સમાઇ ગયલા છે, અને એવી નાનકડી અસંખ્યાત પૃથ્વિઓ સૃષ્ટિમાં સમાઇ છે !" આ વચન સાંભળી સમુદ્રનો પણ ગર્વ ઉતરી ગયો, અને દુઃખથી સમુદ્ર સુકાવા લાગ્યો. જૂઓ.

વાણિયો વરો કરવામાં વડાઇ પકડે છે, ને શાંતિ માને છે. યાહુદી ઇસ્ટરના તહેવારમાં મોટાઇ માની આનંદ માને છે. મૂર લોકો લગ્નમાં સાવ સુખ સમજી પૈસો ખર્ચવામાં બડાઇ સમજે છે. એક ક્રિસ્ચીઅન કોર્ટ દરબારે પૈસો રેડવામાં મોટાઇ સમજી મલકાય છે. પરંતુ પોતાની માનીતી ચીજમાંજ તેઓ અંતે દુઃખ જુએ છે. હાથીને મુક્તાફળ હોય છે તે ગમે એવું ઉત્તમ છતાં તેનેજ થકી તેના પ્રાણ લેવામાં આવે છે, તો તે સર્વોતમ મુક્તાફળ ધરાવ્યામાં સાર શો ? મોટા સર્પના મસ્તકમાં અમુલ્ય મોહરો ને કિંમતી મણિ રહે છે તેથીજ તેનો જીવ

લેવામાં આવે છે. ગાયને સુંદર પુચ્છ હોય છે તે ચમ્મર, સારૂ કાપી લઇ તેને માખીઓના ત્રાસમાં નાંખવામાં આવે છે. મૃગમાંથી કસ્તુરી જેવો અતિ સુગંધી પદાર્થ કાઢી લેવાને તે કસ્તુરી મૃગનો જાન લેવામાં આવે છે. શૂરા નરમાં શૌર્ય હોવાથીજ તેનો પ્રાણ લેવાય છે. તો પછી આવા ગુણો ધરાવનારાંઓને એ ગુણોથી સુખ તો કાંઈ છેજ નહીં, કેમકે તેમના શરીરનો ચૂરે ચૂરો કરીને તેમના પ્રાણ લેવામાં આવે છે, તો પછી અતિ સુંદર, અતિ કિંમતી, અને અતિ ઉમદા વસ્તુ ધરાવનારાં જ્યારે હમેશાં પોતાનો જાન જવાનીજ ભીતિમાં રહેતા હોય તો બેહતર છે, કે પાસે એવી અમુલ્ય ચીજો નહીંજ હોયેલી ભલી.

એસો ગુન ન મિલ્યો ભલો, કરિ અહિ ગો મૃગ સૂર;
જાતેં સુખ કછુ હે ન ગુનિ, પ્રાંન હાંનિ તન ચૂર.

હે ચીસ્તી! પૈસાનો મદ ચઢવાથી તું મસ્તીની કીસ્તીમાં મગરૂરીથી ડોળે છે, પણ ત્હારી આ જીંદગીની કીસ્તી ભવસાગર તરી જાય ત્યારેજ તેને સલામત જાણજે. ત્હારી દોલત જો તું સારે માર્ગે નહીં વાપરે તો તે દોલત છેજ નહીં એમ સમજજે. ઘણા ઘણા બનેલા બનાવો મેં નજરો નજર જોયા છે, કે પૈસાની મસ્તીમાં મસ્ત થયલા ત્હારા જેવા ઘણા ઘણા ચીસ્તીઓ રડમસ્ત અને ખડાખસ્ત થઇ પાછલા દહાડાઓમાં દુઃખના સાગરમાં ડૂબતા રહ્યા છે. જેઓને ત્યાં છપ્પન પહોર ભુંગળ વાજતી હતી તેઓને અન્નને અને દાંતને વેર પડયાનો પ્રસંગ આવ્યો છે. દોલતનું સુખ તેનેજ છે, કે જે ખાય અને ખવાડે. ખર્ચે ને ખેરાત કરે. વાલી થઇને પોતાનાં અને નાવારેસ દુઃખ્યારાંઓની ભિડ ભાંજે. ખાન પાન સાથે દાન ધર્મ કરે, ત્યારેજ દોલત. વેદનું કહો, બાઇબલનું કહો, કોરાનનું કહો, ગાથાનું કહો, અન્જીલે ઈસાનું કે તન્જીલે મહમદનું કહો, સર્વનું વચન એકજ છે, કે **જેવું આપે તેવું પામે**. પણ તે કઇ રીતે સાચું કહે? કાંય કે બકી જે પૂતના, તેણે માધો એટલે શ્રી કૃષ્ણ, તેમને વિષનું દાન કર્યું તે છતાં તેણી શુભગતિ કેમ પામી? આવી પાપીણિને સ્વર્ગ કાં મળ્યું? તો એટલુંજ કહીશું કે ઇશ્વરની ઇચ્છા આગળ કોઈ પણ પ્રમાણ ચાલી શકતું નથી. એમે થાય ને તેમે થાય. "મ્હારી ખુશીનો સૉદો છે!" એ પ્રભુ વચન છે.

દે સો પાવે બેદ બચ, પૈં કયોં કહિયેં સત્ય;
બકિ માધો માહુર દયો, કસ પાઇ શુભ ગત્ય?

સોનેરી પાણીથી, અથવા ખુશનુમા રંગથી, અથવા ઉત્તમ કોતરકામથી વહાણ સારૂં કહેવાતું નથી, પરંતુ જે ચાલણમાં સરસ હોય, ને તુફાંની દરિયો પસાર કરી શકે એવું હોય તેજ ઉત્તમ વહાણ કહેવાય છે. તરવાર પોતાની હીરા જડીત મ્યાનથી ઓળખાતી નથી, પરંતુ લડાઇ કે તુફાંનના પ્રસંગે જે તરવાર પોતાની

ઉત્તમ ધાર અને સરસ પાણી બતાવી શકે તેનીજ તારીફ છે. તેજ પ્રમાણે માણુસની પરિક્ષા ધન દોલત, કે માલ મીલકતથી થતી નથી, પણ દુ:ખના સમયમાં તે પોતાની નેકી કેવી રાખે છે, અને સબુરી રાખી કેવી હિંમત બતાવે છે તે ઉપર તેની પરિક્ષા થાય છે. આત્મા આ નિયમનો અનુભવ કરે તે માટેજ મનુષ્યો વારંવાર જન્મ લે છે, દુ:ખ ભોગવે છે, અને મરણ પામે છે. જ્યારે તેનો સાક્ષાત્કાર થાય છે, પુલગુજાર થાય છે, ત્યારેજ દુ:ખ બંધ પડે છે, ત્યારેજ ઉપાધિ અને જંજાળ ચાલી જાય છે, ને આ ખાકી દુ:ખી જીંદગી અને મરણ તેને વાસ્તે રહેતાં નથી. કારણકે તેના ચૈતન્યે હવે અનંત જીવનનો અનુભવ કરી લીધેલો હોય છે. એટલું તો નિશ્ચય જાણવું, કે કાયા તથા જીંદગી અમર નથી, પણ માણસનો આત્મા અમર છે. અમર આત્મા તે પરવરદેગારે પોતે પોતાનામાંથી ઝીણી અનદીઠ રજકણ, ન્હાનો અંશ દરેક આદમીમાં મેલ્યાં છે. જેઓ પોતે પોતાને પિછાને છે તેઓ ખુદ ખુદાને પિછાનતાં શીખે છે. અને જેઓ ઇશ્વર પિછાનવાનું આત્મજ્ઞાન મેળવી સંપૂર્ણ થાય છે, તેઓનો આત્મા અમરગી મેળવે છે. અને તેને દુ:ખ, શોક, કે ગમ રહેતો નથી. વાસ્તે માનવી જાતને લાજમ છે, કે તેણે દુ:ખી નહીં થવાનો હુન્નર જાણવો જોઇએ. ભલાઇનાં કામો કરી પોતાનાં ભાઇબંધોને ઉપયોગી થવું એજ તે હુન્નર છે. યાને મનશની, ગવશની ને કુનશનીના નિયમ મુજબ ચાલવું. જેના ઉપર તે કુદ્રતના સાહેબની કરમ બક્ષેસથી જર ખજાનાની મહેરબાની ઉતરી હોય તેઓએ પોતાનાં ઉદાર દીલે ખુદાના ગરીબ બંદાઓ ઉપર નવાજેશ કરવી એ આદમી માત્રનો ધર્મ છે. આદમી પોતે તો આ હુન્નર અજમાવવાથી દુ:ખી થતો નથી, પણ જેના ઉપર એ હુન્નર અજમાવવામાં આવે છે તેઓ પણ દુ:ખમાંથી બચી જાય છે. હે ભાઇ ચીસ્તી ! તમારામાં પૈસા વાપરવાનો હુન્નર નથી, અને તમને જોઇએ છે માન ને મોટાઈ. કહો, તે કેમ મળે ?

જગતની બાજી જુઠી જાણો, ઉર અભિમાન કદિયે ન આણો.
લાભ લાખોનો ભલે હાથ લાગે, ફૂલાઇ ફરવું ન ફાંસું;
લાખો તણા ધણી કંઇક ડુબી ગયા, રોઇ રહ્યા પાડી આંસુ. જગ. ૧
મ્હોટી મ્હોટી હવેલીમાં મ્હાલ્યા, ફાલ્યા ફૂલ્યા મદ માતા;
આભથી ગબડી હેઠા પડયા તે, પૃથ્વી વિષે પછડાતા. જગ. ૨
સદન ભરેલાં માળ્યાં સુંદર, પાર વિના પરિવારે;
સુણ્યાં નથી શું સૂનાં પડેલાં ? વદવું શું વારે વારે. જગ. ૩
માતને વ્હાલો શ્વાસ સમાનો, તાતને મન પણ તેવો;
સુત એવાનો ત્યાગ કરે તે, કારમો ખેલ એ કેવો. જગ. ૪
પોતા તણું જાણી જન જેની સાથે, વરતે પ્રતીતિ ધારી,
નર નગુણા સ્નેહ સકળ વિસારી, અંતે થતા અપકારી. જગ. ૫

ચઢતી પડતી વારા ફરતી, જ્યાં ત્યાં જગમાં જોશો;
ગર્વ ધરીને ઉન્મત્ત થાતાં, રંક થઇને રોશો. જગ. ૬
સંસાર છે મૃગજળના જેવો, વેદ વડે છે વિચારી;
છોટાલાલ શોધી સાર લેજે, પ્રભુપદ હૃદયમાં ધારી. જગ. ૭

મુંબઇમાં પોણા કરોડની દોલત્ત ધરાવનાર એક મુસલમીન શેઠ બહુ બારીકાઇ અને ઘણી સંભાળથી વેપાર કરનારા થોડુંક થયું ગુજરી ગયા. તેવણ પાઇ પાઇની નિર્જીવ કસરો કરનારા, અને દરેક દર દસ્તાવેજ પાકયા કરનારા બહુ પાકા ને ઠાવકા પુરૂષ હતા. તેવણ સૌને શિખામણ આપતા, કે દરેક માણસે પોતાની ગમે એવી ન્હાની પુંજી હોય તોએ જરૂર વીલ કરી રાખવું. સર્વને તેઓ દર વરસે વીલ કરી રાખવાની ખાસ સલાહ આપતા. તેઓજ જ્યારે મરણ પામ્યા ત્યારે એક પણ વીલ તેવણનું નિકળ્યું નહીં. વીલો તો સંખ્યાબંધ નિકળ્યાં, પણ તે એકની ઉપર પણ સહી કે શાખ થઇ નો'તી! એટલે ગમે એવી ચોકસાઇ, હુશિયારી, પાકાઇ, કે ભવિષ્યનું આગમચથી ગોઠવી રાખવાની ઠાવકાઇ રાખો, પણ ભાવીમાં લખેલું મિથ્યા થતું નથી. આપણાંમાં એકાદો ગુણ હોય તેજ ગુણ બીજામાં ન હોય માટે આપણે તેને તુચ્છ ગણયે, તો પછી બીજામાં જે ગુણ છે તે આપણામાં નથી માટે તે પણ આપણને તુચ્છ કાં ન ગણે? સર્વ ગુણ સંપન્ન કોઇ હોતા નથી. માટે કોઇ કોઇને હલકાં લેખાંમાં ગણે અને મેં બડા કરવા માંડે, એવી મૂર્ખની સમજણ. પણ ડાહ્યાં માણસો તેની બહારની શોભાને લેખાંમાં ગણતા નથી. ન્હાનાં છોકરાં જે અજ્ઞાની છે, તેમને માત્ર બહારનો રંગ મોહ પમાડી શકે છે, પણ ડાહ્યા છે તે માંહેના ગુણ ઉપરથી પુરૂષનું મૂળ કરે છે. જે પુરૂષના અંતઃકરણમાં સદ્‌વાસના અને મેલાપપણું છે, એવા પુરૂષોને તેઓ મોટા કહે છે. શાલ જોડી, જરીનાં લુગડાં, રત્નનાં ઘરેણાં, એમાં જો કાંઇ મોટાઇ હશે તો તેમાં તે વસ્તુના કરનારાને શોભા છે, પણ શરીર ઉપર પહેરનારને શું છે? કહેવાનું તાત્પર્ય એટલુંજ, કે જે પુરૂષ શાલજોડી આદિ લઇને સદવસ્તુના યોગથી પોતાની તરફ મોટાપણું ખેંચી લે છે, તે આપણને ઠગે છે એમ સમજવું. જે સદ્‌ગુણી છે તેનેજ મોટપણ ને મોટાઇ છે. આપણને અગત્ય ન હોય ત્યારે લોકો ઘણી મમતા દેખાડે છે, અને ભરૂસાનાં વચન બોલે છે, પણ તેમાં એણુની વખતે કામમાં આવે એવો તો મળવો ઘણો કઠણ છે. માટે જે પુરૂષો લોકોની આવી રીતિને જાણે છે તે પુરૂષો એવાં બોલવાં ઉપર વિશ્વાસ રાખતા નથી. બોલનારે મિથ્યા બોલવું નહીં, અને સાંભળનારે તે ઉપર વિશ્વાસ રાખવો નહીં. કેમકે તેમાં બન્ને જણાઓને દુઃખ છે. ભોળાને ઠગવો, નિર્દોષને સતાવવો, અને ગરીબને ગર્દન મારવો, એટલાં લક્ષણ દુઃખી દહાડો વ્હેલો જોવા માટે બસ છે.

હો અદ્દલસે રવા તો ગલાબી ઉતારીયે;
કરકે સીતમ ગરીબકી ગરદન ન મારીયે,

દો દીનકી જીંદગી હય, ચલનકો સુધારીયે;
બેદાદ કરકે હશ્રકી બાજી ન હારીયે.
જીનહાર દીલ કભી ન દુખાના ગરીબકા,
કયા ખેલ જાનતે હો સતાના ગરીબકા ?

માણસો ધનના લોભથી શું કરે છે તેનો તેમને ખ્યાલ આવતો ન હોવાથી ધન મેળવવાની ઇચ્છાથી તેઓ કેવળ પોતાની હાલની જીંદગી સંકુચિત, દુઃખી, અપ્રમાણિક, અને પાપનો ડર નહીં રાખનારી બનાવે છે. આ જો તેઓ જાણતા હોય, તેમજ તેઓ જો એવું પણ સમજતા હોય, કે તેઓનું ભવિષ્ય તેઓ પોતેજ રચે છે, ધન મેળવવાની દ્રઢ ઇચ્છા તેમના અંતકરણમાં લઇને આવે છે, તે ઇચ્છા તેમને આ જીંદગીના હલકા અને નીચ માર્ગ ભણી લઇ જાય છે, અને આવું તેવું ભવિષ્ય તેમને માટે તૈયાર રહે છે, આ સર્વ જો તેમના જાણવા ને સમજવામાં આવે તો તેઓ જરૂર તેનો ત્યાગ કર્યા વિના રહે નહીં. કારણકે આત્માની અપેક્ષાએ વિચારતાં આ સર્વ તદન હલકું અને તુચ્છ જણાય છે. ધન દોલત, સાહેબી, અને જાહોજલાલી તરફ માણસ સુખી આંખે જોઇને તે હસ્મત દોલત આપનાર ખુદા તરફ ઉંચું જોતોએ નથી. પણ જ્યારે તેનું સર્વસ્વ પડવા લાગે છે ત્યારે તેને જે દુખની લગ્નિ લાગે છે, જે દારૂણ દુઃખનું વાદળ તેના જોવામાં આવે છે, ત્યારેજ તે બેદાર થઇ આગલા દહાડા માટે પસ્તાય છે. પણ તેટલાં તો ઘણું મોડું થઇ ગયેલું હોવાથી તેને દુઃખમાંજ રિબાવું પડે છે. એક વજીર ઇજીપ્તના ઝુનુન આગળ ગયો, અને તેની મહેરબાંની માગી કહેવા લાગ્યો કે; "નામદાર સુલતાન ! તું ખાવીંદની રાત દિવસ મેં ખીદમત બજાવી છે, અને તું ગરીબ પરવરની મહેરબાંનીની હમેશાં ઇચ્છા રાખતો હતો, અને તું બંદેનવાજની ઇતરાજી રખે થાય તે માટે બિતાં બિતાં બધું કામ પૂર વિશ્વાસથી હું કરતો હતો. હવે મારી ઉપર કાંઇ નવાજેશ કરો !" ઝુનુનની આંખમાં આંસુ આવી ગયાં, અને રડતી આંખે જવાબ વાળ્યો કે, "જેમ તમે સુલતાનથી બિહને ચાલ્યા, તેમ જો હું ખુદાથી બિહને ચાલતે તો હું આજે સૌથી ઘણોજ પવિત્ર માણસ હતે !"

ગર નબુદી ઉમીદે રાહતો રંજ, પાઇ દરવીશ બ ફલક બુદી;
વર વઝીર અઝ ખુદા બેતરસીદી, હમ ચુનાં કઝ મલેક–મલક બુદી.

જો આ દુન્યાંના સુખની આશા અને દુઃખની બીક કોઇ દરવેશમાં નહીં હોય, તો તે આસમાન પર પગ મુકી શકે. જેમ વજીર રાજાથી બીહને ચાલે છે, તેટલોજ જો તે ખુદાથી બીહને ચાલે તો તે એક ફરેસ્તો થાય. હે ચીસ્તી ! મોટાઇ મેળવવા જતાં, અને આગેવાન થઇ નિકળતાં, ત્હારા ઉપર અનધાર્યાં દુઃખો બહુ આવી પડે છે. યાદ રાખજે કે જેને પૈસા છે, બાયડી છોકરાં છે, હકુમત ને

જાહોજલાલી છે, છતાં તેને "હું મોટો" કહેવડાવી, શ્રેષ્ટાઇ અને અગ્રપણું મેળવવાની મમતના મદનું દુઃખ, તેને ચિંતામાં અને અદેખાઇના અગ્નિમાં એટલું તો બેચેન રાખે છે, કે તેને દિસે ભુખ નહીં ને રાત્રે ઉંઘ નહીં એવી હાલત થઇ પડે છે. તેનું પેટ કબજ્યાત રહે છે, તબ્યત બગડતી ચાલે છે, અને છેવટે તે મરવુંજ માગે છે! ખરેખર, હકક ડુબતી વખતે કે નિચા પડતી વખતે તેને જાણે જમીન ફાટીને જગા કરી આપે તો તેમાં પણ ભરાઇ જવા ગમે. ત્યારે હવે દુઃખનો વિચાર કરો, કે આટલાં આટલાં સુખો છતાં ત્હારા જેવાં માણસ મોટાઇ, શ્રેષ્ટાઇ, અને વડાઇ મેળવવાનાં નિર્જીવ દુઃખોથી પીડાય તો તેને દિલાસો શું આપી શકયે? રાજાઓમાં પણ મોટાઇ, અગ્રેસરપણું, વડાપણું, અને શ્રેષ્ટાઇ માટે હકક મરતબાનાં દુઃખોના જખમ એવા હોય છે, કે એક ખંડણેયા રાજા બીજાને અર્ધો ઇંચ વાંકો વળીને નમવામાં પણ મોટું દુઃખ માની લે છે, અને તેટલાંજ ખાતર રાત દહાડો તેવા રાજાઓ તવાયા અને પિળાયા કરે છે! જરા વધારે નમવામાં શું દુઃખ આવી પડયું? બીજી ખુરશીને બદલે ત્રીજી ખુરશી ઉપર બેઠક મળવાથી શું લુટાઇ ગયું? નવ તોપનું માન મળ્યું તો શું, ને અગ્યાર તોપનું માન મળ્યું તો શું? આવાં તે કાંઇ દુઃખ હોય? આવા સવાલો, બીજાં ભારે દુઃખ વેઠનારાંઓ, અજાયબીથી કરીને, પોતાનાં દુઃખની સરખામણી કરે છે ખરાં, પરંતુ રાજાઓનાં એજ પ્રકારનાં દુઃખો તેઓને વિશેષ હેરાંન ને પરેશાન કરે છે. તેઓ સત્તા, હકુમત, અને અધિકારનાં દર્દોથી પીડાય છે. આવી મિથ્યા માયા જાળમાં તેઓ ગુંગળાઇ જાય છે.

ધિક્કાર એ અધિકારને, ઉપકાર જો ન કંઇ કર્યા.
ધન ધામ કામ વિલાસમાં, પરવશ પડયો મોહ પાશમાં;
નિષ્ફળ થયો નિજ આશમાં, ઘટમાળ સમ ફેરા ફર્યો. ધિઃક્કાર–૧
ધન મેળવ્યાથી શું વળ્યું, કરથી કંઇ નહીં વાવર્યું;
મારૂં મારૂં વ્યર્થ કર્યા કર્યું, તેથી તું શું અંતે તર્યો? ધિઃક્કાર.–૨
કર હાથ સાથ તે આવશે, સર્વેશને મન ભાવશે;
અન્ય આશમાં નહીં ફાવશે, ખાલી ખુમારીમાં રહ્યો. ધિઃક્કાર–૩
ભાવી લાભ ભય જોયાં કરે, અભિમાન વચનો ઉચ્ચરે;
પળની ખબર નહિ આખરે, કાન કાળ કેમ વઢી ગયો. ધિઃક્કાર.–૪

ઉપર જણાવેલાં ડગમગતાં માણસનું સુખ ગોયા રેતીની સપાટી ઉપર બાંધેલા મહેલ મીસાલે છે—પવનથી આસ્તે આસ્તે રેતી ઉડી ગઇ તો સુખનો મહેલ ધસી જાય તેમાં નવાઇ નહીં. અર્થાત, સુખનો મહેલ રેતી ઉપર બાંધેલો સમજવો.

---

# દિલાસા પત્ર ૨૦૦ મો.



" Raze out the written troubles of the brain,
Cleanse the foul bosom of the perilous stuff
That weighs upon the heart."

*Shakspeare.*

ઓ **નાજા**! તું ત્હારાં દુઃખો તરફ જોઇ જોઈને વિલાપ કરીને પોતાના આત્માને શું પુછે છે?

**નાજા**:—"હું અને **ગુલાં** એ બન્ને બહેનો એકજ માબાપને પેટે એકજ ઘરમાં, જોડકાંમાં, એકજ દહાડે જન્મેલાં છતાં, એકસાન ચહેરો, એકસાન ઉઘર ભાવ, અને એકસાન સ્થિતિમાં મોટાં થયાં છતાં ગુલાંને સાસરૂંએ સારૂં મળ્યું, ધણીએ સારો મળ્યો, તંદોરસ્તી પણ સારી, અને વાડી ગાડીએ અમન ચમનમાં ફરવા હરવાનું દરેક સુખ મળ્યું, અને મને સાંટકે સાસરૂં પણ રાસી, ધણી પણ નઠારો, દેહની દુઃખી, અને વૈત્રાં કરવાનું કાં સરજાયું હશે? બન્ને દેહની બનાવટ તો એકજ છે, અને આત્મા તો બેઉનો એકજ છે, ત્યારે ગુલાંએ એવાં શું તપ કર્યાં, કે તે આવાં સુખમાં, ને મેં શું પાપ કર્યાં, કે હું આવાં દુઃખમાં?" આ ઉપરથી આત્માએ સ્મિત હાસ્ય કરીને કહ્યું.

**આત્મા**:—"આ કે પેલા જન્મમાં તેં મ્હારાં ઢાંકણને માંજેલું નથી. જેણે માંજ્યું તેઓ સુખી થયાં, ને જેમણે આળસાઇ કરી તેઓ દુઃખી થયાં. આથી કોઇ શેઠાણી થઇ બેઠી, ને કોઇ દુઃખ્યાણી થઇ પડી.

કબૂ એક હાકમ હુકમ કુલ આલમ પર,
કબૂ એક ફૂરે બોલ લોકનકે સહિયેઃ
કબૂ એક ઉંચી અટા બેઠ ધન ઘટા જોત,
કબૂ એક ઝુંપડીમેં મેઘ બુંદ સહિયેઃ
કબૂ એક ભોજન કુલ છત્તિસોં બનાય ખાત,
કબૂ એક લૂખી ભાજિ બિના લૂન લઇયે;
હારિયે ન હિંમત બિસારિયે ન હરિ નામ,
જાહિ બિધિ રાખે રામ તાહિ બિધિ રહિયે."

**નાજા**—હે મ્હારા આત્મા! હું તો દરરોજ દાતણપાણી કરવામાં અને અંગોળ કરવામાં કલાકોના કલાક કાઢતી હતી, ને આ ત્હારાં દેહરૂપી ઢાંકણને ઘણું સાફ રાખતી હતી.

આત્મા—અરે ! આ મટ્ટીનાં હાંલ્લાંને બહારથીજ સાફ રાખવાથી કાંઇ મ્હારો આનંદ ને મ્હારો પ્રકાશ દેખાય ?

જો. દીવાના આ બે કંડિલ લે. એકના ઉપર સાફ કરેલી માટીનું માટલું યાને આ કાચની હાંડી ઢાંક, અને બીજા દીવા ઉપર સાફ કર્યા વગરની માટીનું પીવાના પાણીનું આ માટલું ઢાંક. પહેલું માટલું બહારથી, અંદરથી, અને આરપાર પારદર્શક દેખાય એવું સ્વચ્છ કરેલું હોવાથી દીવાનો પ્રકાશ બરાબર તું જોઇ શકે છે, જ્યારે બીજું માટલું માત્ર બ્હારથીજ સાફ છે, પરંતુ તેની રજે રજ સાફ કરેલી ન હોવાથી તેમાં દીવો છે છતાં અંધકાર થઇ રહી દીવાનો આનંદ કે પ્રકાશ દેખાતો નથી. જોકે બન્ને માટલાં તો માટીમાંથીજ બનેલાં છે. હવે તે ને તેજ દીવા અદલ બદલ કર. હાંડીમાંનો દીવો માટલાંમાં ગયાથી તેનો જે પ્રકાશ તે અંધકારમાં બદલાઇ ગયો, ને માટલાંમાંનો દીવો હાંડીમાં ગયાથી અંધકારને બદલે પ્રકાશ પ્રગટ્યો; તો જોકે દીવો તો એકનો એકજ છે. તમામ સૃષ્ટિમાં સઘળું સુખજ છે, પણ જેવાં જેનાં કર્મ તેવું જેને તેને તે દેખાય છે. કર્મજ સુખને દુઃખરૂપમાં બતાવે છે, અને કર્મજ દુઃખને સુખરૂપમાં બતાવે છે.

સોચપોચ જિય કયોં કરે, હરિ કૃતિ સબ સુખદાય;
તુરત ઉલટ સમુઝ ન પરે, અતિહિ ગુપ્ત અભિપ્રાય.

હે નઠારા જીવ ! ત્હારો જીવ નકારો કરીને તું શોચના શેની કરે છે ? દાદાર હોરમજદની કૃતિ તો સઘળે સઘળી સર્વ કોઇને સુખ આપનારી છે. તે જે કાંઇ કરશે તે ત્હારાં સારાંનેજ માટે. તેનાં કામ તને તુર્ત વેળા અવળાં લાગે છે તે એટલાથીજ, કે તે માલેકનાં કર્તવ્યનો અભિપ્રાય, ભેદ, ને હારદ અતિ ઉંડા છે, જે ત્હારા સમજ્યામાં આવતો નથી. પેલો પવિત્ર સાધુ જોન જે વેળાએ ઘણી દુઃખ ભરેલી અવસ્થામાં આવી પડયો હતો, ત્યારે સબુરી અખત્યાર કરી પોતાની હાલત તરફ નજર કરી એટલાજ શબ્દો ઓચર્યો હતો; "ઓ પરમેશ્વર ! તેં મુજને કાં ધિકકારી કાઢયો છે, કે જેથી હું પોતેજ પોતાને બોજા રૂપ થઇ પડયો છું ! અરે, હવે પાપનો પસ્તાવો કરી ત્હારાથી મ્હારો છુટકારો માગું છું !"

અગર ખશ્મ ગીરદ બ કેરદારે ઝેસ્ત;
ચું બાઝ આમદી માઝરા દર નવેસ્ત.

અગર તે સાહેબ કોઇનાં દુષ્ટ કર્મો ઉપર ગુસ્સો કરે, પણ જો તે ગુન્હેગાર પોતાનાં કામથી પાછો ફરીને પસ્તાવો કરે તો તેનાં થઇ ગયેલાં પાપો તે સાહેબ માંડી વાળે છે. તે સાહેબની મેહેર લેહેરથી ગમે એવી ભિડ ભાંગી જઇ આપણે ઉગર્યે છિયે. પાંડવોને રહેવા સારૂ અદેખા કૌરવ સગાઓએ દુર્યોધનની દગા ભરેલી સમજાવટથી લાખનું એક ઘર બાંધી આપ્યું, અને તેમાં પાંડવો રહેવા ગયા

ત્યારે કૌરવોએ તે ઘરને આગ લગાડવી. ઘર લાખનુંજ બનાવેલું એટલે લાખને સળગી જતાં વાર ન લાગી. બોલ બોલતાંમાં ઘર બળી ગયું, પણ પાંચે પાંડવોને પરમાત્માએ બચાવી લીધા હતા. માટે હે સંતાપિત નાજાં ! આપણાં હજારો જન્મો જન્મનાં પુણ્યો ભેગાં કરી તે વડે આ મનુષ્ય દેહ રૂપી હોડકું ભવ સાગર તરવા માટે આપણે ખરીદ કર્યું છે, તો તે હોડકાંની પૂરી જતન લઇ એ નાવ વડે આપણે ભવ પાર તરી જવાનીજ ઈચ્છા રાખવી. રામચંદ્રજી જ્યારે સીતાને લઇને વનવાસ ગયા ત્યારે માર્ગમાં એક મોટી નદી આવી. બધાં લોક પૈસા આપીને એ હોડીમાં બેસી પેલે પાર ઉતરતાં હતાં, તેમ રામચંદ્રજી પણ પતિ સાથે હોડીમાં બેઠા, ને પેલે પાર ઉતરતાંજ ખિસામાં પૈસા તંટોસવા લાગ્યા. ત્યારે હોડીવાળાએ કહ્યું:— "મહારાજ ! મને પૈસા જોઇતા નથી." રામચંદ્રજી કહે; "હું હોડીમાં ફોકટમાં કેમ ફરૂં ? બદલો તો મ્હારે આપવોજ જોઇએ." હોડીવાળો કહે; "મહારાજ ! મને તમારા પૈસા જોઇતા નથી, પણ હું જેમ તમને આ નદી તેરવીને પેલે પાર લાવ્યો, તેમ તમે પણ મને ભવસાગર તેરવી લઇ જઇ ભવ પાર કરાવો !

ફેંટ છોડું નહીં હવે હું લાવ જલ્દી આપ તું,
કોણુની આશા કરૂં ? માથે છતો લઇ છાપ તું.
જ્યાર હું તારો થયો છું તું તજે છે કાં મને ?
હાથ છોડું નહીં ભલે દે લાખ ગાળો શાપ તું.
રોજ રસ્તો ઘેરતાં તું આજ આવ્યો દાવમાં,
ચાલ ઠેલી છોડ ! નહીં તો કોથળીને કાપ તું.
તુંજ સિક્કો છે ચલણમાં નિત્ય બેહૂ જેહાંનમાં,
તુંજ સોનું, તુંજ રૂપું, ઘાટ તું ને છાપ તું.
છું હઠીલો પૂઠ હું ફીરોજ મુકું નહી કદી,
એમ કેહ કે લે ! હવે બસ ! ! ચાલ રસ્તો માપ તું !"

રામચંદ્રજીએ આનંદ પામી તેને ભવસાગર તરવાનો બોધ દીધો:—"હે બંધુ !

વિશ્વમાં સૂર્યના પ્રકાશ માફક સુખ ફેલાયલું છે, પણ દુઃખ તો આપણી વાસનાઓના પડછાયા રૂપે આવી પડે છે. આ માન્યતામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખીને વર્તવું એ પરમેશ્વર સાથે વાતચિત કરવા બરાબર છે. પરમેશ્વરના હુકમ મુજબ વર્તવા બરાબરજ છે. જ્યાં બીક, ગભરાટ, કંટાળો, ચિંતા, સંશય, નિરાશા અને ખેદ છે, ત્યાં મુકિત કે મોક્ષ નથી. મોક્ષની વ્યાખ્યાજ કહે છે કે, એ બધી સ્થિતિઓથી કાંઈ જુદીજ જાતની સ્થિતિ એનું નામ જ મોક્ષ. હવે જુઓ, કે ઉપલી ચિંતા ને બીકની સર્વ સ્થિતિઓ માત્ર અહંપદની છોકરીઓ છે, અને સુખનો જે સિધ્ધાંત ઉપર જણાવ્યો તેમાં આ સ્થાન રાખવાનુંજ એ પરિણામ છે. એક સુખી આસ્તિક તથા એક દુઃખી નાસ્તિકની પરિક્ષાનું ધોરણ આ સિધ્ધાંતજ છે. સુખી આસ્તિકની ગણત્રિમાં

આવવા ઇચ્છનારાં લોકોએ એ સિધ્ધાંતને પૂજવો જોઈએ, અને બીક–ચિંતા–નિરાશા વગેરે ઉપર કહેલી સ્થિતિઓને રાજીનામું આપવું જોઈએ. બ્હીનાર, ચિંતા કરનાર, કે ખેદ કરનાર માણુસ પાપી ને દુઃખી છે. એ ક્રિયાઓ પાપની ને દુઃખની ક્રિયાઓ છે. કારણુ કે નિશ્ચયથી જોતાં આત્મા આનંદમય છે, તો જ્યાં સુધી તેને બ્હીક, દિલગીરી, અને ચિંતા વળગેલાં રહે ત્યાં સુધી તે પાપમાં ને દુઃખમાંજ છે. થવાનું તે મિથ્યા થવાનું નથી એવું સિદ્ધ થયલું વચન ન માને, તેને આપણે દુઃખ્યારો નાસ્તિક કહે છિયે. તો બીક રાખનાર કેમ નાસ્તિક ન કહેવાય ? ચિંતા કરનાર કેમ નાસ્તિક નહીં ? ભવિષનો ભય રાખનાર મિથ્યાભિમાની કેમ નહિ ? આસ્તિકનો જે સિધ્ધાંત હર હમેશ આપણુને સંપૂર્ણ સુખની દશાએ પહોંચાડવા ઉદ્યમ કરી રહ્યો છે, તેને હંફાવનાર, તેની અસર ધોઇ નાંખનાર, અને તેથી આપણુને આ દુઃખી સ્થિતિમાં હોમનાર બીજું કોઇ નહિ, પણ ઉપર કહેલી બ્હીક, સંશય, ગભરાટ, અને મ્હારૂં–મ્હારૂં કરવાની સ્થિતિઓજ છે."

સરોવર કે સમુદ્રમાં જ્યારે ડૂબકી માર્યે ત્યારે માથા ઉપર હજારો મણુ પાણીનો બોજો આવે છે તોએ તેનો જરા પણુ ભાર બૂડકી મારનારને લાગતો નથી, પરંતુ " **પોતાની** " એમ કરીને માત્ર એક ગાગર માથે ઉંચકે તો તે ભારી લાગે છે, માટે પોતાનાપણું, મ્હારૂં, ને હુંપણાનું જે દુઃખ હોય છે તેનોજ ભાર હોય છે.

સરનિમગ્ન સિર સલિલ અતિ, તાકો તનક ન ભાર;
અપની કરિ ઇક ગગરિ લઇ, લગત ગરિષ્ઠ અપાર.

હે નાજાં ! જે કાંઇ થવાનું તે નહીં થવાનું કરવા તું ફાંફાં મારે તે ફોકટ. ગુલાંની જે સૂજત તે ત્હારી નહીં થાય, ને ત્હારી તે ગુલાંની પણુ સૂજત નહીં બને. કોટી ઉપાય કરે લીખા લેખ મીટે નહીં.

એક ડોસો કોટયાધિશ હતો. તેને એકજ છોકરો હતો. તેના ઉપર તેનું અત્યંત હેત હતું. એ છોકરાને શિકાર રમવાનું વ્યસન લાગ્યું, તે જોઇને ડોસો કહે, " અરે પરમેશ્વર ! મારા છોકરાની ગતિ કેવી થશે ! કરોડો રૂપ્યા કોણુ ભોગવશે !" એમ નિત્ય તે ચિંત્તા કરે. એક દિવસ રાત્રે તેને સ્વપ્નું આવ્યું, કે વનમાં છોકરાને સિંહે મારી નાંખ્યો છે. આથી તેને એવી ચિંતા થઇ, કે રખેને એ સ્વપ્નું ખરૂં પડે ! એની એ બીકે સ્વપ્નું ખોટું કરવાને ડોસે એક મોટું ઘર કરીને તેને ફરતો કોટ કરી લઈ તેમાં છોકરાને ઘાલી મેલ્યો. તે ઘરમાં છોકરાનું મન રીઝવવાને તેણે સર્વ વસ્તુની અનુકૂળતા કરી. નાના પ્રકારનાં ચિત્રો ચિતરાવ્યાં. અને જે જે જનાવરોનો શિકાર છોકરાને વ્હાલો હતો, તે સઘળાં જનાવરોનાં તે ચિત્રામણુ ભિંત ઉપર કઢાવ્યાં. તેમાં સિંહનું પણુ એક ચિત્ર હતું. એક દિવસે

સિંહનું ચિત્ર જોઇને છોકરાને ઘણી રીસ ચઢી, કે હેં ! સ્વપ્નું રખે ખરૂં પડે એવું જાણીને બાપે મને ઘાલી મેલ્યો છે! જેથી આંખો કહાડીને તે સિંહના ચિત્રને કહે છે; "અરે દુષ્ટ ! હું આ બંદીખાંનામાં દુઃખ ભોગવું છું, એ તારે લીધે ! મારી પાસે જો આ વખત તરવાર હોત તો તારાં પેટમાં ઘોંચત; પણ શું કરૂં રે !" એમ કહી દાંત પિસીને રીસમાં તેણે તે ચિત્રમાંના સિંહની છાતીમાં મૂકકી મારી. ત્યાં ભિંતમાં એક ખીલો હતો તે હાથમાં પેસી ગયો, અને તેનો ઘા પાકીને તેનાં દુઃખથીજ તે છોકરો મરણ પામ્યો! એ પ્રમાણે બાપે સ્વપ્નું ખોટું કરવાને જે ઉપાય કર્યો તે મિથ્યા થયો, ને થનાર હતું તેજ થયું. લીખ્યા લેખ મિટયા નહીં. હોનાર વસ્તુ એણી મેરે થઇ. માટે હે નાજાં ! થવાનું હોય તે મિટનાર નહીંજ. પછી ચિંતા કરીને અમથાં જીવને ખેદમાં કાં નાંખો છો ? બની ગયેલી વસ્તુને નહીં બનેલી કરવાને ઇશ્વર પણ શકિતવાન નથી.

" Not Heaven itself upon the past has power,
For what has been, has been; and I have had my hour."

કંકુનો ચાંલ્લો કીધાથી કાંઇ રંડાયેલી તે સોવાસન સૌભાગ્યવતી થતી નથી. કંકુ ચોઢ ને મને સોવાસન કહે, તેથી કાંઈ જીવને ઠારક થતી નથી. એકને જે વૈભવ ને વિશ્રાંતી, તે બીજાને આપદા ને વે'લા, એ સૌ તે માલેકનો ભેદી નિયમ છે.

ધોબી સૂર્યનારાયણ સામે જોઇને ઉભરો કાઢે છે, કે "હે નારાયણ ! તું ઉજળે હું ઉજળો, ને તું કાળે હું કાળો !" કેમકે સુરજ ઉગે તો ધોબી પોતાનાં કપડાં વહેલાં સુકાવી લે, અને ધંધો ઠીક ચાલે. પણ તેજ પ્રતાપી સૂર્યનારાયણને ખેતી કરનારો કણબી કહે છે કે; "હે નારણ ! તું ધોળે હું કાળો, ને તું કાળે હું ધોળો !" વાદળાં આવી સૂર્ય ઢંકાઈ જાય, વરસાદ પડે, ને અનાજના પાક સારા પાકે ત્યારે કણબીને આમ કહેવું પડે. એકજ વસ્તુ પણ ભિત્તરના ભાવ જુદા જુદા મનુષ્ય જુદા જુદા ધરાવે છે. કહો, ત્યારે ઇશ્વર કોને સહાય થાય, કોનું કહ્યું માને, ને કોની મુરાદ બર લાવે ? પરમાત્માએ કુદ્રતી કાયદા તો નકકી કરી મુકેલાજ હોય છે, પરંતુ તેને પણ કાળે કાળે દયા આવે છે તો પોતાના અસાધારણ અધિકારો વાપરે છે. ઇંગ્લંડના રાજા જ્યોર્જના કે વડોદરાના મહારાજા શયાજીરાવના ઘડેલા કાયદા નિર્માણ કરી ચોકકસ કરેલા છે ખરા, પરંતુ અસાધારણ અધિકાર વાપરવાનું તો પોતાની પાસે તેમણે રાખેલુંજ હોય છે. અને એક ખુનીને વટીક તેઓ માફી આપી શકે છે. તેજ મુજબ, દાદાર અહુરમઝદ બંદાઓને માફીનો બક્ષનારો, ગુન્હાની દરગુજર કરનારો, અને રેહેમદિલનો તો રહે છેજ. તેને પોતાના અસાધારણ અધિકાર વાપરવાની પૂરતી સત્તા ને પૂર્ણ હકક છે. જેવા જેણે પ્રભુને જાણ્યા છે, તેવા તેજ રૂપે થઇને તેને ફળ આપ્યાં છે. કંસને

ચેર રંગ મંડપને ઠેકાણે કૃષ્ણ પધાર્યા ત્યાં સર્વને પોત પોતાના ભાવ પ્રમાણે દેખાયા હતા.

જસ જાને હરિ કોઇ તંસ, યહ ન્હેંચે નિસંશ;
ભાવ માંન ભાસે સબન, રંગ સ્થળ દ્રહે કંસ.

હે નાજાં! ત્હારા જેવાજ પ્રશ્ન "ભવિષ્યની જીંદગીમાં" પુછયા છે. જો એક માણસ ભાગ્યશાળી તો બીજો હિન ભાગ્યનો શા માટે? જો એક શહેનશાહ તો બીજો ફકીર શા માટે? જો એક તવંગર તો બીજો ગરીબ શા માટે? એક માણસ જન્મથીજ તંદુરસ્ત અને મજબુત તો બીજો દરદી અને નાતવાન શા માટે? એક બધી રીતે આખો અને સલામત તો બીજો લૂલો લંગડો અથવા બહેરો મૂગો શા માટે? એકજ મા બાપના બેટાઓમાં એક ભાઇ સોહામણો, તંદુરસ્ત, અને જોરાવર તો બીજો ભાઇ કરૂપો, દરદી, અને નબળો કેમ? એક માણસ બિચારો મધ્ય આફ્રીકાના જેવા ખળખળતા તાપવાળા મુલકમાં યા ઉત્તર રૂશિયા જેવા કકડતી થંડીવાળા મુલકમાં જન્મ લઇ કંગાલ જીંદગી ગુજારે, તો બીજો ઇંગ્લાંડ કિંવા ફ્રાન્સ જેવા મધ્યમસર રૂતુવાળા મુલકમાં જન્મ લઇ સુખી જીંદગી ગુજારે તેનું કારણ શું? એકજ મા બાપનાં કોઇક બચ્ચાં ચંચળ, હુશિયાર, અને ચાલાક તો બીજાં બોથડ, ઠોઠ, અને મંદ બુદ્ધિનાં, એમ કેમ? વળી કેટલાંક માણસો ગમે તેટલાં હુશિયાર, ચાળાક, ચંચળ, અને મહેનતુ છતાં આ દુનિયાનાં કામકાજમાં હમેશાં નિષ્ફળ નિવડે છે, તો બીજાં એ પ્રમાણે ન હોવા છતાં અથવા ઓછાં હોવા છતાં ફત્તેહમંદ નિવડે છે તેનો સબબ શો? એ સઘળા ફરકનો ખુલાસો શો? માણસ જાતની હાલતો વચ્ચે તેઓના વિના વાંક યા તકસીરે આવા ફરકનું કારણ શું? ઉપલા પ્રશ્નોના હું ઉત્તર આપું. સાયન્સની શોધો પ્રમાણે માણસ સંજોગોને આધીન એક પુતળાં જેવું છે. તેનું મન તેની આગળી સ્થિતિનું ફળ છે. કેળવણી એ સર્વસ્વ છે. તેના માબાપે આપેલાં શરીર ઉપર તેના ગુણો આધાર રાખે છે. અને જે સંજોગોમાં તે જન્મ્યો તે પ્રમાણે તે ગુણો કેળવાય છે અથવા વૃદ્ધિ પામે છે. પણ સર્વમાં બળવાન તો ઈશ્વરની ઇચ્છા છે. તેને ગમે તો નાજાંને સુખમાં રાખે, કે ગમે તો ગુલાંને. સૌભરી રૂષિ પોતાની નજર રખે કોઇના ઉપર બગડે, તેથી પાણીમાં બેસીને તપ કરતા હતા. તેઓ ખરાબ સંગત રખે થાય તેથી હંમેશાં ડરતા હતા. તોએ પચાસ સ્ત્રીઓને કાં પરણયા હશે વારૂં? પિંગળા જેવી ગુણકા વેશિયા શું, ને આત્મજ્ઞાન શું? સંભવેજ નહીં તે પણ થયું છે. જય વિજય પાર્ષદ વૈકુંઠ જેવાં બેહેસ્તમાંથી ગબડીને હેઠળ શું પડતા'તા, ને બકી જે પૂતના તેનું તે વળી કલ્યાણ કેમ થાય? તેણીને સુખ તો ઘટેજ નહીં છતાં તે તેણીને મળ્યું.

ત્યારે તો એમજ કહેવું પડે છે, કે હરિની ઈચ્છા જ સર્વમાં બળવાન છે. તે માલેક ધારે તે કરે.

સોભરિકો ઉદવાહ કા ? કિત ગુનિકા કિત ગ્યાંન ?
પાત પારખદ શ્રેય બકી ! હરી ઇત્સા બલવાંન.

મન, વાણી, અને શરીરથી ઉત્પન્ન થયલાં કર્મોથી શુભ અને અશુભ ફળ ઉત્પન્ન થાય છે, અને મનુષ્યની ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ એ ત્રણ પ્રકારની ગતિ કર્મથીજ થાય છે. વ્હાલી નાજાં ! જ્યારે પૂર્વ જન્મનાં કર્મથી ત્હારી ગતિ ૧૫ વરસ વેર સુખમય જણાઈ અને આજે તે દુઃખભરી જણાય છે, અને તને ઘણો સંતાપ થાય છે તેનું કારણ એજ છે, કે બાપના ઘરે ભોગવેલાં સુખો ત્હારી છાતીમાં ધાઇધાઈ આવે છે. મગર ત્હારી આવી નબળી હાલતનો હવે સંતાપ મા કર. વિલાપ કરીને ઉદાસીન નહીં રહે. નિરાશી કરતાં ઉદાસી ખરાબ, ને ઉદાસી કરતાંએ ચિંતા ખરાબ. કેટલાક માનવીઓ આ માનવ જીંદગીને લાયક હોતાં નથી. કેટલાંક મનુષ્યો આ દુન્યાને લાયકનાં પેદા થયાં નથી. કેટલાંકોએ માણસાઈ સંસારને માટે નાલાયક જન્મ લીધો છે. શાંત્તિ અને મનનું સમાધાન મેળવવાનો ત્હારો આજ વખત છે. તું સમજે કે આ દુઃખમાંથી પરવારીને પછી સુખ ભોગવીશ, આ ગ્રહઘડો પખોડાઇ ગયા પછી મને કરાર થશે અમુક કામમાં ફત્તેહ પામીશ એટલે નિહાલ થઇશ, ને પરવારી જઈશ. પણ તેમ કાંઇ બનવાનું નથી. એમ રાહ જોયા કરતાં કરતાં તો તું વાટ જોતી રહી જશે, ને વચમાંથી જમડો તને ભક્ષ પણ કરી ઉઠાવી જશે. નબળી હાલતમાં સબુરી રાખવી એજ સ્ત્રી જાતની કસોટિ છે.

જનક જનનિગત પરિત્સા, સુનુ અશકય પિતુ માતઃ
મિત સંકટ દારિદ્ર તિય, બાંટા બાંટત ભ્રાત.

બાપની પરિક્ષા માય ગુજરી ગયા પછીજ થાય છે. પુત્રની પરિક્ષા માય બાપ અશક્ત થઈ પડે ત્યારેજ થાય છે. મિત્રની પરિક્ષા આફત આવી પડે તે વેળાએજ થાય. સ્ત્રીની પરિક્ષા પોતાની અને પોતાના ધણીની દરિદ્રતા વખ્તે થાય. અને ભાઇની પરિક્ષા તો ભાગ લાગ વહેંચી લેતી વેળાએજ થાય. એ પ્રમાણે જે તે વખતેજ સર્વનું હેત ખરૂં છે, કે બહાર દેખાડવાનું છે તે પરખાય છે; અને કુલાણું માણસ ખમાઉ છે, કે જરા જસમાં સંતાપ કરનારૂં છે તે પણ પરખાય છે.

આપણા ઉપર એકાએક ન ધારેલું દુઃખ આવી પડે છે ત્યારે, તેમજ આપણે ચાલુ દુઃખી હાલતોમાંથીજ કેટલીક વખત સુધી પસાર થતાં હોઇએ ત્યારે આપણને એમજ લાગે છે, કે "જગતમાં મ્હારા જેવું કમનસીબ બીજું કોઈ નહીં હશે !" "અરે ! દુનિયાંમાં મજ સમ દુઃખી કોઇજ નથી !" અર્થાત,

આપણુ એકલાંના જ ઉપર આફતોનો વરસાદ વરસે છે, ને બીજાં કોઇ ઉપર એવો સીતમ ગુજરતો નથી. સૌ લોક સુખી સુખ્યારાં છે, ને હુંજ કમનસીબ કમબખ્ત છું, એવું આપણને દુઃખના કહેરમાં લાગી આવે છે. અમુક તમુક બ્હેન તો દુઃખની કાંઇ ફરિયાદો કરતી નથી, માટે તે હમેશની સુખી છે! પરંતુ તે બાપડી ઉપર જે કાંઇ પડતું હશે, જે કાંઇ વિતતી હશે, તેથી આપણે અજાણ હોવાથીજ આપણે કલ્પના કર્યે છિયે, કે "તેણી સુખીજ છે. તેણીનાં મોટાં ભાગ્ય છે. તેણી નસીબદાર છે. અને હું તો એક પાછળ બીજી આફતમાંજ સપડાયા કરૂં છું. હું તો સદાની અભાગણી છું! ઇશ્વર મને તો મતરાયાં છોકરાં જેવી ગણે છે. એક વિપત્તિ મટતી નથી, એટલામાં બીજી આફત લાવીને ઉભી કરે છે!" વળી આપણે એવી ફરિયાદ કરીશું, કે "મ્હારાં કુટુંબનું ગુજરાણ ચલાવવાને મને રાત દહાડો ભારે જેહમત ને સખ્ત મહેનત કરવી પડે છે, ને ફલાણી ચીની કેવી ભાગ્યશાળી કે વગર વૈત્રે પુષ્કળ ચેન ઉડાવે છે!" વળી આપણી માયા પૂંજી જોકે ઠીક હોય તોએ ઘણી દોલતવાળાં તાલેવંત સાથે આપણી દોલત સરખાવીને બળ્યે છિયે, કે "પૈસાને લીધે તેને કેટલી બધી ઇજ્જત ને આબ્રુ છે! બળ્યું મ્હારૂં જીવતર! દુન્યામાં મ્હારૂં જીવ્યું શું પ્રમાણ? જીવવુંએ સરખું ને નહીં જીવ્યે તે પણ સરખું! પેટ તો સૌ કોઇ ભરે છે તેમ હું ભરૂં છું, પણ દ્રવ્ય પુષ્કળ હોત તો મન ચાહે તે કરી હું અમન ચમનમાં કેવી રહેત!" વળી જો આપણી પાડોશણ પોતાનાં વ્હાલાં બાળુડાંઓને રમાડીને પોતાનું દુઃખ વિસારતી હશે તો આપણે અફસોસ કર્યે છિયે, કે "મેં શું પરમેશ્વરનો અપરાધ કીધો, મેં શું ઇશ્વરની ગુન્હેગારી કીધી, કે મનેજ તે ફરઝંદ વગર ટવળાવતો હશે!" જો આપણી વ્હાલી સહી મિત્તિ કિંવા વ્હાલો ભાઇ મરી ગયો હશે, તો બીજી બ્હેનોની સહી મિત્તિઓને જોઇને તથા બીજી બ્હેનોને પોતાના ભાઇઓ સાથે ફરતી હરતી જોઇને દુઃખી થઇ સંતાપ કર્યે છિયે, કે "અમુક તમુકને શું સંતાપ? તેને શેનો શોક ને દિલગીરી? એના જેવું ભાગ્યવાન કોણ છે?" ટુંકમાં આપણેજ એકલાં દુઃખી ને બીજાં સૌ સૌ સૌ સુખી સુખ્યારાં હોવાનું માની બેઠાથીજ આપણે ઘણાં દુઃખી થઇ પડયાં છિયે. ત્હારી પેઠે બીજાંનું દુઃખ હલકું ને મ્હારૂંજ દુઃખ ભારી, એવી માન્યતા બધે બધજ ચાલુ છે, પણ કોઇ ધીરજ પકડતું નથી. માણસને ધીરજ નહીં મળે.

અનિપેં ધીરસું બીર બડ, અનિનિબિછ તસ ન કહાય;
યહ ભય કૂર કતાંતતેં, સબ જિહિં જાય બિધાય.



## "જામે જમશેદ" નો અભિપ્રાય. (તા. ૨૪ જુન ૧૯૧૬)

## "દુઃખીને દિલાસો."

### (ભાગ ૩ થી ૧૫ સુધી.)

નવસારીવાલા મી. સો. મ. દેશાઇએ ઈ૦ સ૦ ૧૯૦૯ માં માત્ર ૧૨ દીલાસા પત્રનું એક ચોપાનયું બહાર પાડયું હતું. તેના પહેલા ભાગોનો રીવયુ લેતાં અમો તેની પ્રસંશા કરી ગયા છીએ. મી૦ દેશાઇએ ત્યાર પછી પાછી મેહેનત લઇને એવા એવા એક બે ને ૩૫ ભાગ માં ૩૬૫ દીલાસા પત્ર પ્રસીધ કરવા જાહેર કર્યું ત્યારે અમને આશા નહીં હતી કે એટલા વખતમાં તો ૧૫ ભાગો બહાર પડી જશે. આ ભાગો એકેકથી ચઢતા છે. એકેક કરતાં નવા નીકળતા ભાગમાં નવો નવો રસ દેખાય છે. આ ભાગોમાં એવી ખુબી રાખવામાં આવી છે કે ગમે તે ભાગ કોઇ દુઃખી માણસ વાંચે તો તેના દુઃખનો કંઇ નહીં ને કંઇ ઇલાજ અને દીલાસો મલ્યા વગર રહે નહીં. જો કોઇ નાટકો વાંચવાનો શોખ ધરાવતો હોય તો તેજ તરેહનું આ વાંચન છે. જો કોઇને સાહીત્યની નજરે વાંચનનો ભંડાર જોઇતો હોય તો તેને તેવુંજ મલે એમ છે. તવારીખના અભ્યાસીને તવારીખ, નવલકથાના શોખીનને નવલકથા પણ એ ભાગોમાંથી મલે છે. આપણાં મનને જયારે જુદાં જુદાં દુઃખ ઉત્પન થાય છે ત્યારે જેવી જાતની આપણી લાગણી થાય છે તેનો આબેહુબ ચીતાર આ હારમાળામાં આપ્યો છે. જો એક બાપ ગુમાવાથી દીકરા રડતા હોય તો જાણે તેઓની આગળ કોઇ ડાહ્યું માણસ દીલાસા દઇ તેમને પસવારતું હોય એવુંજ આ પત્રો વાંચતાં લાગી આવે છે. કંઇજ નહી તો ગમે એવી નિરાશીમાં કાંઇક હીમત મલે છે. માણસને બેહદ ગમગીનીમાં તો કાંઇ પણ સુઝતુંજ નથી, પરંતુ જો ખોટાં વમાસણમાં એકદમ આ હારમાળાનો એક ભાગ લઇને તુંટલે દીસે પણ એક દુઃખી માણસ વાંચે તો તેના મનનું થોડુંબી સમાધાન તો થાય. આ દીલાસા સીરીઝથી દુઃખી લોકોને જેમ રાહાત ને સધીયારો મલે છે તેમ જે નોકરી ધંધાવાળા માણસો સેંકડો ચોપડી વાંચવાને અશકત છે તેઓ આવાં વાંચનથી દુન્યાદારીનું, સાહીત્યનું, તવારીખનું, ઇનશાન્યતનું, ધરમ અને નીતીનું તેને ગ્નાન થોડામાં મળી શકે છે. પૈસાની ગરીબી, ગરબારના સંતાપ, સંસારની વીપતીઓ, ધણી ધણીઆણીનાં વીજોડાં, વાહલાંઓના મરણ, તોહમતો અને નીંદાઓથી થતાં દુઃખો, વેપારમાં ટોટા, કે અનેક જાતની આફતોના દાખલા દલીલથી સ્પષ્ટ સમજી શકાય એવી રીતે દીલાસા આપવામાં આવ્યા છે. ટાહુકા, ટુચકા, નાની વારતાઓ, ખુશનુમા ટોણા કે ટીકા કવેતો, કહેવતો, કવીતાઓ તથા નસીઅતોના નવા નવા મણકા જોવાને મલે છે. આ કાંઇ એક વાર વાંચીને છોડી દેવા જેવું પુસ્તક નથી, પણ દરેક ઘરમાં હંમેશને સારૂ જાળવી રાખવા જેવું છે. માત્ર ચાર આનાની કીમતથી દરેક ભાગ મલે છે. એ સગવડ ગરીબ દુઃખીઓ માટે સારી છે. એના પંદર ભાગ નીકળી ચુકા છે.

